# ભીષ્મ પિતામહ.

સુપ્રસિદ્ધ નાટકકાર

સ્વર્ગીય બાબુ દ્વિજેન્દ્રલાલ રાયના

બંગાળી નાટકનો ગુજરાતી અનુવાદ.

અનુવાદક અને પ્રકાશક:

માધવલાલ દલસુખરામ કોઠારી.

રાયપુર વડની પોળ,

અમદાવાદ.

સંવત ૧૯૭૬. સને ૧૯૧૯.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

મૂલ્ય રૂ. ૧-૧૨-૦.

# ગ્રંથકારની પ્રસ્તાવનાનો અનુવાદ.

જો એમ કહેવામાં આવે કે મહાભારતમાં ભીષ્મના જેવું મહચ્ચરિત્ર બીજું કોઈ નથી તો તેમાં જરા પણ અતિશયોક્તિ ગણાશે નહીં; એ દેવચરિત્ર ઉપરથી નાટકની રચના કરવી એ મારે માટે અસીમ સાહસની વાર્તા છે; પરન્તુ એવા પ્રકારના ચરિત્રનું ચિત્ર દોરવાના લોભને હું રોકી શકયો નહીં. પાઠકગણ મારી એ ધૃષ્ટતા બદલ મને ક્ષમા આપશે.

આ નાટકમાં ભીષ્મનું જીવનવૃત્તાન્ત લખવાનો ઉદ્દેશ નથી, તેમજ મહાભારતમાંના ભીષ્મ વિષેનું કાવ્ય કરવાનો પણ હેતુ નથી. આથી આ નાટકનો આરંભ ભીષ્મના જન્મવૃત્તાંતથી નહીં પરંતુ ભીષ્મની પ્રતિજ્ઞાથી કરેલો છે, અને તે હેતુથી કોઇ કોઇ સ્થળે વિશુદ્ધ કલ્પનાની પણ સહાય લેવામાં આવી છે.

નાટકોમાં આવી રીતે કાલ્પનિક ઘટનાઓનું અવતરણ કરવું તે સંસ્કૃત અલંકારશાસ્ત્રકર્તાઓના મતથી સર્વથા સંગત છે અને વિદ્વજ્જનો તેથી પરિચિત પણ છે. કવિ કાલિદાસના અભિજ્ઞાન શાકુન્તલમાં એવી અનેક ઘટનાઓ વર્ણવેલી છે કે જેનો મહાભારતમાં ઉલ્લેખ સુદ્ધાં નથી. ભવભૂતિએ પણ પોતાના ઉત્તર રામચરિત્રમાં અનેક કલ્પનાપ્રસૂત ઘટનાઓ લખેલી છે.

ધીવરનન્દિની સત્યવતી કુમારી અવસ્થામાં જ ધર્મભ્રષ્ટ થઇ હતી. તેણે ઋષિ પાસેથી "અનન્તયૌવન" નો વર માગી લીધો હતો. પરંતુ ભીષ્મના પતનનો સંવાદ સાંભળીને તે એક ઘડીમાંજ 'સ્થવિરા' થઇ ગઇ. આ બાબતનો ઉલ્લેખ મહાભારતના ઉપાખ્યાનમાં નથી. વળી ભીષ્મના પતન સમયે તે પોતે જીવતી હતી કે કેમ તે પણ સંદેહ છે. આ વિષયમાં કાવ્યના હિસાબથી કલ્પનાની સહાય લીધી છે. ભીષ્મની સાથે અમ્બાની સમ્પ્રીતિ પણ નાટકને અનુસરીને કલ્પેલી છે. એથી ભીષ્મની પ્રતિજ્ઞાની કઠોરતા અને ચરિત્રમહત્તા ઘણી વધી ગઇ છે. ધીવરરાજનું ચારિત્ર્ય કલ્પિત છે. મહાભારતમાં તેનો માત્ર સહજ ઉલ્લેખ છે. તેવીજ રીતે ભીષ્મની પ્રતિ શાલ્વનો વિદ્વેષ પણ કલ્પિત છે. માધવનું પાત્ર પણ કાલ્પનિક છે.

મારી સમજ પ્રમાણે મેં મહાભારતના કોઇ પણ ઉપાખ્યાનનું ઉલ્લંઘન કરેલું નથી. નાટકના બીજાં ચરિત્રોના સંબંધમાં ગમે તેમ હોય પરન્તુ એટલું તો અવશ્ય કહી શકાશે કે કલ્પનાદ્વારા પણ ભીષ્મના મહદ્ આદર્શ ચરિત્રમાં કાંઇ પણ હાનિ આવી નથી.

ગ્રંથકાર.

અમદાવાદમાં જાણીતા અને મુંબઈમાં વખણાયેલા

# વૈદ્ય હરિશંકર લાધારામ.

**સંગ્રહણી ( ઝાડા ) સુવારોગ અને ધાતુ ક્ષયના ખાસ વૈદ્ય.**



**મુંબઇ.**

ભુલેશ્વરના તળાવ સામે
ત્રીજા ભોઇવાડાને નાકે
દવાશાળામાં
રવિવારે અને સોમવારે
બે દિવસજ મુલાકાત
થશે.



**નાનાં બચ્ચાંઓને બળ-**
**બુદ્ધિ બક્ષનાર**
**કામધેનુ પયધારા.**
**( બાલામૃત. )**
**શક્તિવર્ધક સ્વાદિષ્ટ પીણું**
બાળકોના તમામ દરદો
મટાડી, શરીરને તંદુરસ્ત
કરી રૂષ્ટપુષ્ટ બનાવી,
કાંતીનો વધારો કરી,
બાંધાને મજબુત કરે છે.
**કીં. બાટલી ૧ નો રૂ. ૧-૪-૦**
વી. પી. પેકીંગ જુદું.



**અમદાવાદમાં**

માંડવીની પોળમાં
અમારા રહેવાના
મકાનમાં
મંગળવારથી શની-
વાર સુધી
મેળાપ થશે.



**મુંબઈ અને અમદાવાદમાં**

**અમોએ જે નામના મેળવી છે તેનું મુખ્ય કારણ ભલાભલા**
**નામાંકિત દાકતરો પાસે**

ઘણાં દિવસ સુધી દવા કરાવ્યાં છતાં પણ સારૂં નહિ થયેલું અને દેશ પરદેશના પાણી વિકારથી થયેલાં દરદો, ઉદરવ્યાધિ-પેટના રોગો, હોજરી બગડી આંતરડાના સડા, દુઃખાવા અપચો જઠરાગ્નિ મંદ, સંગ્રહણી ઝાડા, સોજા, અમ્લપિત્ત-ખાટી ઉલટી, સુવાવડના રોગ, ધાતુક્ષય નપુંષકપણું લાવનાર પેસાબ રસ્તાના દરદો વિગેરે જીવલેણ રોગોમાં વિલાયતી દવાઓ કરવામાં કચાશ નહિ રાખેલી, અને ઓપરેશન કરાવી હેરાન થયેલા એવા મરણની સ્થિતિમાં આવેલા અનેક દરદીઓને હેરત ભરેલી રીતે પરમેશ્વરની કૃપાથી અમોએ સારાં કરેલાં છે. તેના સર્ટીફીકેટો વાંચશો અને અમારી બન્ને દવાશાળાઓમાં દરદીઓની થતી ગીરદીમાં આવી પુછશો ત્યારે તમને અમારા કામની પૂર્ણ ખાત્રી થશે,

સંગ્રહણી-ઝાડા, અતિસાર, સુવારોગ અને નપુંસકપણું દાખલ થયેલા દરદીએ જેને જેવો રોગ હોય તેને તે રોગ કીયા રસ્તેથી લાગુ પડયો છે તે જાણવા માટે **સવાલ પત્રક** અડધા આનાની ટીકીટ મોકલી પ્રથમથી મંગાવી લેવું.

**પત્રવહેવાર મુંબાઇના શીરનામે જ કરવો.**

# અનુવાદકની પ્રસ્તાવના.

બાબુ દ્વિજેન્દ્રલાલ રાયનું નામ બંગાલી સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે. તેમણે અનેક નાટકો રચેલાં છે, જે પૈકીના 'ભીષ્મ' નામક નાટકનું આ ભાષાન્તર છે. બાબુ દ્વિજેન્દ્રલાલનું સ્થાન બંગાલી સાહિત્યમાં જગત્પ્રસિદ્ધ કવિ રવીન્દ્રનાથ ઠાકુરથી કેટલીક બાબતોમાં ઉચ્ચ સમજવામાં આવે છે. રવીન્દ્રનાથ બાબુ પોતે પણ તેમની રચનાઓથી મુગ્ધ થઈ જાય છે. તેઓ બહુજ સૂક્ષ્મદર્શી સમાલોચક છે અને 'મન્દ્રકાવ્ય'ની સમાલોચનામાં દ્વિજેન્દ્ર બાબુની અતિશય પ્રશંસા કરી છે. આ સીવાય કવિ દેવકુમાર રાય, શ્રીયુત સૌરીન્દ્ર મોહન મુખોપાધ્યાય આદિ વિદ્વાનોએ પણ દ્વિજેન્દ્ર બાબુની વિદ્વતા અને લેખનશૈલીનાં ઘણાં વખાણ કર્યાં છે.

હવે આ ભાષાન્તરના સંબંધમાં બે શબ્દો કહેવા જોઇએ. અસલ પુસ્તકમાં સત્યવતીને એક વ્યભિચારી નારી તરીકે જણાવી છે અને અંતમાં ભીષ્મના પતનસંવાદનું શ્રવણ કરીને પછી તે સ્થિરચિત્તા થઇ છે. આ કવિની એક કલ્પના છે, અને "અનન્તયૌવન"નો વર પણ એક કલ્પના જ છે અને કવિએ તે પોતાની પ્રસ્તાવનામાં સ્પષ્ટ જણાવી દીધું છે. પરન્તુ મહાભારતની અંદર સત્યવતીના પેટેથી શ્રી કૃષ્ણ દ્વૈપાયનનો જન્મ થયા પછી તે કોઇ રીતે વ્યભિચાર જેવા ગંભીર પાપથી દુષિત થઇ હોય એવો ઉલ્લેખ છે જ નહીં. અનન્ત યૌવનની કલ્પના અને શાન્તનુની વિષય ભોગવવાની તૃષ્ણા એ બે કારણોથીજ કવિએ સત્યવતીને આવી દુશ્ચરિતા કલ્પી હોય એમ લાગે છે. શાન્તનુના મરણ પછી અને પાંડુરાજાના મૃત્યુબાદ વ્યાસના ઉપદેશથી સત્યવતીએ પોતાની બે પુત્રવધૂઓ–અંબા અને અંબિકા સહ–પોતાના મોક્ષાર્થે વનવાસ કર્યો હતો એમ મહાભારતના આદિ પર્વમાં જણાવેલું છે. ત્યાર પછી કોઇ સ્થળે તેમના નામ સુદ્ધાંનો ઉલ્લેખ નથી. એટલે કવિની આ કલ્પનાથી આ ઉત્તમ નાટકમાં કાંઇ ક્ષતિ આવે છે. શાલ્વ રાજાનું ચરિત્ર પણ એવું જ દુષિત જણાવેલું છે.

ભીષ્મના આદર્શ ચરિત્રને માટે કવિને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. ભાષાન્તર મૂળના પ્રમાણે જ કરેલું છે. કેટલાક ગીતોને પડતાં મૂકયાં છે.

અનુવાદક.

## જનસમાજને ફાયદાકારક

# ચેતવણી.

### હજારો ગ્રાહકોની ખાત્રીવાળી, ૮૦ વરસની

### જૂનામાં જૂની પેઢી.

---

ગ્રાહકોને અગત્યની સૂચનાઃ—

અમારી દુકાનમાં દરેક જાતના દાગીના ખાસ જસ્તીથી ઝાળેલા તથા ઘુઘરીઓ બાંધવાનો વાળો પણ ચોખ્ખી ચાંદીનો પાકી ગેરંટીથી જ આપવામાં આવે છે.

અમારે ત્યાં ચોખ્ખી ચાંદીનાં બનાવેલાં વાસણો
પણ તૈયાર મળશે તથા ઓર્ડર આપ્યેથી
બનાવી આપવામાં આવશે.

ચોખ્ખી ચાંદીના દાગીના બનાવનાર તથા વેચનાર,

**પંચાળ ભુલાભાઈ હીરાચંદ.**

ઠે૦ માંડવીની પોળમાં લાલાભાઈની પોળમાં
ઘર નં. ૨૨૧૪—**અમદાવાદ.**

# નાટકનાં પાત્રો.

## ( પુરુષ વર્ગ. )

### શિવ, કૃષ્ણ અને પરશુરામ.

| | |
|---|---|
| શાન્તનુ | હસ્તિનાપુરનો રાજા. |
| ભીષ્મ<br>ચિત્રાંગદ<br>વિચિત્રવીર્ય | શાન્તનુના પુત્રો. |
| માધવ | શાન્તનુનો સખા ( વિદૂષક ) |
| શાલ્વ | સૌભદેશનો રાજા |

મહર્ષિ વ્યાસ, ધીવરરાજ, ધીવરરાજના મંત્રી, કાશીનો રાજા પાંચ પાંડવો અને કૌરવ પક્ષના લોકો.

## ( સ્ત્રી વર્ગ. )

### પાર્વતી અને ગંગા.

| | |
|---|---|
| સત્યવતી | ધીવરરાજની કન્યા ( ચિત્રાંગદ અને વિચિત્રવીર્યની માતા ) |
| અંબા<br>અંબિકા<br>અંબાલિકા. | કાશીના રાજાની કન્યાઓ. |
| ગાન્ધારી | કૌરવોની માતા |
| કુન્તી | પાંડવોની માતા |
| સુનન્દા | અંબાની સખી. |

## આ લેખકનાં પુસ્તકો.

ભયંકર પ્રાયશ્ચિત્ત યાને સમાજ અને શાસન.

( સુપ્રસિદ્ધ રશિયન નવલકથા ' Crime and Punishment ' નો અનુવાદ. ) ... ... ૧–૧૨—૦

ભીષ્મ પિતામહ. ... ... ... ૧–૧૩—૦

સતી સીતા. ... ... ... છપાય છે.

રાયપુર વડની પોળ,
અમદાવાદ. } માધવલાલ દલસુખરામ કોઠારી.

# ભીષ્મપિતામહ.

## અંક પહેલો.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ**—વ્યાસજીના આશ્રમનું ઉપવન.

**સમય**—થોડો થોડો દિવસ બાકી છે.

[ વ્યાસદેવ અને ભીષ્મ ફર્યા કરે છે. ]

વ્યાસ—ધર્મનું સૂક્ષ્મતત્ત્વ બહુજ ગૂઢ છે. શાસ્ત્રમાં લખ્યું છે કે **'धर्मस्य तत्त्वं निहितं गुहायाम्.**

ભીષ્મ—એ તત્ત્વનો શોધ મારે ક્યાં કરવો ?

વ્યાસ—પોતાનાજ હૃદયમાં.

ભીષ્મ—મારાથી એ તત્ત્વની પ્રાપ્તિ કેવી રીતે કરી શકાશે ?

વ્યાસ—મનને એકાગ્ર કર, કાન માંડીને શ્રવણ કર; તને તારા હૃદયમાં એ સુમધુર, આચ્છાદિત, ધ્રુવ, ગાઢ, ગંભીર સંગીત આપોઆપ સંભળાવા માંડશે.

ભીષ્મ—ક્યાં !–પ્રભો ! આ તો કાંઇજ સંભળાતું નથી !

વ્યાસ—નિશ્ચય તને સંભળાશે. દેવવ્રત ! મેં તને દિવ્ય જ્ઞાન આપ્યું છે. હવે તો તને સંભળાશેજ–સાંભળ, એ ધર્મ-સંગીતનો મધુર ઝણકાર હૃદયવીણાના તારોમાં સંભળાય છે. સંભળાય છે ?

ભીષ્મ—સાંભળું છું, જેમ દૂર સમુદ્રની લહરીઓનો અસ્પષ્ટ શબ્દ સંભળાતો હોય એમ લાગે છે.

વ્યાસ—તેની મતલબ સમજાય છે ?

ભીષ્મ—કાંઇ સમજાતી નથી.

વ્યાસ—ફરીથી ચિત્ત દઇને સાંભળ્ય.

ભીષ્મ—સાંભળું છું.

વ્યાસ—દેવવ્રત ! સાંભળ, એ મહાગંભીર સંગીત એવું સંભળાય છે કે "પરને માટે સ્વાર્થનો ત્યાગ કરવો એજ બધા ધર્મોનું મૂળ છે."

ભીષ્મ—ત્યાગ, ઋષિવર ?

વ્યાસ—હાં ત્યાગ. દેવતાનાં ચરણોમાં હસતાં હસતાં પોતાના સુખનું બલિદાન આપવું તેને ત્યાગ કહે છે. એજ પરમ ધર્મ છે. એનુંજ નામ સનાતન ધર્મ છે, અને બીજા બધા ધર્મો તેનાં સંતાન છે.

ભીષ્મ—દેવતાઓનાં ચરણોમાં પોતાના સુખનું બલિદાન આપવું ?

વ્યાસ—હા-દેવતાઓનાં ચરણોમાં પોતાના સુખનું બલિદાન એજ મહાધર્મ છે.

ભીષ્મ—એ દેવતા કોણ છે ?

વ્યાસ—મનુષ્ય છે.

ભીષ્મ—મનુષ્ય પોતાના સુખનું બલિદાન શા માટે આપે ?

વ્યાસ—પરમસુખ-સૌથી મોટું સુખ-પામવાને માટે.

ભીષ્મ—પ્રભો ! એ સુખ શું છે ?

વ્યાસ—વિવેકનો જયધ્વનિ, આત્માનો સંતોષ, મનુષ્યનો આશીર્વાદ એજ મહાસુખ છે. સ્વાર્થત્યાગથી મળનારી પરમ શાંતિજ મહાસુખરૂપ છે. એની આગળ સ્વાર્થસિદ્ધિનું સાધારણ સુખ ફીકકું પડી જાય છે. સૂર્યનો ઉદય થતાં ચંદ્રનું બિમ્બ જેમ નિસ્તેજ થઇ જાય છે એ રીતે તે નિસ્તેજ બને છે. સ્વાર્થના બલિદાનથી મનુષ્યનો જય થાય છે-સભ્યતાનો પ્રસાર થાય છે અને તેનો ઉત્કર્ષ થાય છે. સભ્યતાનો સાર પણ એજ છે. એ મહાન ઉદ્દેશને લીધેજ કર્તવ્યનું પાલન કરવામાં મહાસુખ રહેલું છે, દેવવ્રત !

ભીષ્મ—પ્રભો, સમજી શકાય છે.

વ્યાસ—મનને સ્થિર કરીને એ મંત્રનો જપ કરો. ધીરે ધીરે એ સ્પષ્ટ સંગીત સંભળાય છે. આ સંગીત એવું છે કે જેમાં સમગ્ર ભૂમંડળનાં સંગીતો સંમિલિત થઇ એક સ્વરથી તેનો આલાપ થાય છે. એ સંગીત એક એવું સામગાન છે કે જેની, મધુરવંશીના શબ્દથી પ્રારંભ થઇ, પ્રબળ શૃંગારના રૂપમાં સમાપ્તિ થાય છે-બસ એ મંત્રનો જ જપ કર.

ભીષ્મ—આજ્ઞા મુનિવર.

વ્યાસ—સંધ્યાકાળ થઈ ગયો. આશ્રમમાં ચાલો.

( બન્નેનું પ્રસ્થાન )

## પ્રવેશ બીજો.

**સ્થળ**—નર્મદાનો એક ઘાટ.

**સમય**—સન્ધ્યા.

[ ધીવરરાજની કન્યા સત્યવતી એકલીજ ફરે છે. ]

સત્યવતી—સૂર્ય અસ્ત થઇ ગયો છે,-પરદેશીના હૃદયપટમાંની બાલ્ય-સ્મૃતિ સમાન, આકાશમાન સેંકડો નક્ષત્રો ધીરે ધીરે એક પછી એક આકાશમાં પ્રકટ થવા લાગ્યાં છે. આજે એ સુંદર સંધ્યાકાળની સ્મૃતિ આપી રહી છે,—યમુનાના જળમાં હું એકલી નૌકામાં બેઠી હતી. શ્યામવર્ણના અને કદાવર બાંધાના એક ઋષિ કિનારે આવીને મને કહેવા લાગ્યા—“ સુંદરી, મને આ નદીની પેલી પાર પ્હોંચાડી દે અને તેના બદલામાં મારો આશીર્વાદ લે.” એની લાંબી અને સફેદ દાઢીના વાળ હવાથી ફરકી રહ્યા હતા-સ્વરમાં કરૂણાનો ભાવ પ્રકટી રહ્યો હતો, મેં નાવને કિનારે અટકાવ્યું અને ઋષિને તેના ઉપર ચડાવ્યા. નદીના નિર્મળ જળમાં નૌકા વહેતી ચાલી. હું નદીના જળ તરફ એકી ટસે જોઇ રહી હતી અને જળમાં સંધ્યાકાળની શોભાનું જે પ્રતિબિમ્બ પડતું તે નિહાળતી હતી—નદીની લહરીઓનો મધુર શબ્દ સાંભળી રહી હતી. એવામાં એકાએક શરીર ઉપર હાથ પડતાંજ મારૂં જાગૃત-સ્વપ્ન ઉડી ગયું. તે પછી એક સખી—

( સખીઓનો પ્રવેશ. )

૧ લી સખી—લો, બ્હેન, મત્સ્યગંધા તો આ રહી !

૨ જી સખી—અને એકલી છે.

૩ જી સખી—ચાલ સખી ! ઘેર ચાલ !

૪ થી સખી—ઘેર ચાલ સખી !

સત્યવતી—હું આવું છું, તું ચાલ.

૧ સખી—આ શું ? આવે સમયે તને એકલી મુકીને શું અમે જઇએ ખરાં !

સત્યવતી—મેં કહી દીધું કે તમે જાઓ. ( જરા શુષ્ક સ્વરે ) કેમ જોઇ રહી છે ?

૨ સખી—આમ કેમ ! સખી ક્રોધ કેમ છે ! મારી શી કસુર પડી ?

સત્યવતી—(નરમ અવાજે) તમારી કાંઇ કસુર નથી. મારા આ ઉદાસીનપણા માટે મને ક્ષમા કરો, મારી વહાલી બ્હેનો!

૩ સખી—રાજકુમારી! આ તું શું કહે છે?

સત્યવતી—હું ખરેખર તમારી પ્રાર્થના કરૂં છું.

૪ સખી—વારૂ અમે ક્ષમા કરીએ છીએ. હવે ઘેર ચાલો.

સત્યવતી—તું મારી સાથે પ્રેમ કરે છે?

૧ સખી—(હસીને) પ્રેમ કરૂં છું-કોણ કહે છે?

૨ સખી—પ્રેમ કરે છે? બીલકુલ નહી—જરાય નહીં.

૩ સખી— તને તો અમે શત્રુના જેવી ગણીને જોઇએ છીએ.

૪ સખી—અમે પ્રેમ કરીએ છીએ કે નહીં, એમ પૂછે છે?

સત્યવતી—હું સાચું કહું છું, જો તમે પ્રેમ કરતી હો તો આ પાપિણી ધીવર કન્યા તરફ ઘૃણા કરો—ઘૃણા કરો.

૧ સખી—આ તું શું બોલી રહી છે?

સત્યવતી—તું જાણે છે કે હું કોણ છું?

૩ સખી—હું જાણું છું કે તું સત્યવતી છે.

સત્ય૦—બીજું કાંઇ જાણે છે?

૩ સખી—તું ધીવરરાજની કન્યા છે અને તારૂં યૌવન સદાય ટકી રહેશે.

સત્ય૦—બીજું કાંઇ જાણે છે?

૪ સખી—ના, બીજું તો કાંઈ જાણતી નથી.

સત્ય૦—તો તું કાંઇ બીજું જાણતી નથી અને જાણીશ પણ નહીં.—જાઓ મારી વહાલી સખીઓ. હવે ઘેર ચાલી જાઓ. હું તો અહીંથી જવાની નથી.

૧ સખી—કેમ?

સત્ય૦—એ તમને કહેવાનું નથી.

૨ સખી—શાથી?

સત્ય૦—એનો ઉત્તર તમને બરાબર કદી મળશે નહીં. જાઓ હવે ઘેર જતાં રહો. હું નહીં જાઉં. મારે તો ઘરબાર કાંઇ છેજ નહીં.

૨ સખી—આ શું? સખી! તું રડે છે કેમ?

સત્ય૦—ના, ના; હવે તમે ચાલ્યાં જાઓ.

૨ સખી—આમ કેમ? તારી આવી દશા કેમ?

(સત્યવતી ચુપ રહે છે.)

૩ સખી—અરે મત્સ્યગંધા ! તું કેમ બોલતી નથી ? શાનો વિચાર કરે છે ?

૪ સખી—ખરી વાત છે, તું શાનો વિચાર કરે છે ?

સત્ય૦—કાંઇ નહીં.

૩ સખી—તું કેમ અમને કાંઇ જણાવતી નથી !

સત્ય૦—હું શાનો વિચાર કરૂં છું તેની મને પોતાને જ ખબર નથી.

૩ સખી—ત્યારે સખી તું અમને પણ નહીં કહે ?

૪ સખી—મારા જોવામાં ઘણી વખત આવે છે કે નિર્મળ પ્રભાતના સમયે દૂરનાં શ્યામ વાદળાં જેવા રંગના પહાડોની તરફ તું ઉદાસી દૃષ્ટિથી ઘણો વખત તાકી રહે છે. તારી આંખોમાંથી અશ્રુબિન્દુઓનાં જોડકાં સગી બહેનોની પેઠે નીકળે છે. સખી, મને ખબર છે કે તું કાંઇક કાંઇક બોલતાં અટકી જાય છે—જાણે ચાલતા સીતારનો તાર એકાએક તુટી ગયો હોયની. સખી ! મને કહે તો ખરી કે એ તારો ભાવ કેવી રીતનો છે ? એનું કારણ શું છે ?

સત્ય—કાંઇ નહીં–કાંઇ નહીં–સખીઓ ! ચાલો હવે ઘેર ચાલો. અરે મારૂં કોણ હતું ? કયારે ? કયાં ? કાંઇ નહીં, કાંઇ નહીં !

( એટલામાં ધનુષ્ય-બાણ હાથમાં લઇને રાજા શાન્તનુ આવી, દૂર ઉભો ઉભો આ બધી ચેષ્ટાઓ જોઇ રહ્યો છે. સત્યવતી ધીરે ધીરે સખીઓની સાથે જાય છે અને શાન્તનુ ત્યાંજ ઉભો રહે છે. )

( બે ધીવરોનો પ્રવેશ. )

૧ ધીવર—આજે કાંઇ હાથ આવ્યું નહીં.

૨ ધીવર—હા, કાંઇ આવ્યું નહીં.

૧ ધીવર—ચાલો ત્યારે ઘેર જઇએ.

૨ ધીવર—ચાલો.

૧ ધીવર—આ રાત્રી છે કે દિવસ ?

૨ ધીવર—રાત્રી.

૧ ધીવર—ત્યારે અંધારૂં કેમ નથી ?

૨ ધીવર—દેખતો નથી ? ચંદ્રમા ઉગ્યો છે.

૧ ધીવર—વારૂ, પણ આ ચંદ્રમા કેવો ભયાનક જણાય છે !–જાણે અગ્નિનો ગોળો સળગતો ન હોય !

૨ ધીવર—ખરૂં કહું છું !—અરે તેની સામે પણ જોવાતું નથી !

૧ ધીવર—વારૂ ત્યારે ભાઇ, એ તો કહે કે ચંદ્રથી વધારે ઉપકાર થાય છે કે સૂર્યથી વધુ ઉપકાર થાય છે ?

૨ ધીવર—સૂર્યથી.

૧ ધીવર—અરે દૂર જા !

૨ ધીવર—કેમ ?

૧ ધીવર—ચંદ્રમાથી વધારે ઉપકાર થાય છે.

૨ ધીવર—કેવી રીતે ?

૧ ધીવર—અરે ભલા માણસ ! એટલુએ નથી દેખતો કે ચંદ્રમા ન હોય તો કેવો વિકટ અંધકાર થાય છે. અંધારી રાત્રે ચંદ્રમાં જ અજવાળું કરે છે.

૨ ધીવર—અને, સૂર્ય ?

૧ ધીવર—એ તો દિવસે અજવાળું કરે છે. રાત્રે તો સૂર્યની જરૂર પણ પડતી નથી.

૨ ધીવર—તેં તો ખૂબ વિચાર કર્યો !

૧ ધીવર—વિચાર કરતાં કરતાં તો હું આ બુઢ્ઢો થવા આવ્યો.

( આ ધીવર શરીરે મજબુત અને વયે પુખ્ત હતો. )

૨ ધીવર—એ તો હું પણ જોઉં છું.

૧ ધીવર—અરે અરે પેલુ કોણ છે ?

૨ ધીવર—ક્યાં ?

૧ ધીવર—( શાન્તનુ તરફ આંગળી કરીને ) એ પેલું–પેલું !

૨ ધીવર—એ તો માણસ છે.

૧ ધીવર—જીવતો છે ?

૨ ધીવર—ત્યારે, મરી ગયો છે ?

૧ ધીવર—અરે મરી તે કેમ જાય ?

૨ ધીવર—જોને, હાલતો ચાલતો નથી. જીવતો માણસ હાલતો ચાલતો હોય છે.

૧ ધીવર—ત્યારે, શું મરી ગયો હોય તો આદમી આમ તાડની પેઠે સીધો ઉભો રહે ખરો ?

૨ ધીવર—એ પણ ખરી વાત છે. ત્યારે આપણે મોટી ગુંચવણમાં પડી ગયા.

૧ ધીવર—મોટી ગુંચવણમાં, એનો ઉકેલ સહેલો નથી.
૨ ધીવર—એનો તે કેવી રીતે ઉકેલ થાય ! એ આદમી જીવતો હોય તો હાલતો ચાલતો કેમ નથી ?
૧ ધીવર—એને હાલવા ચાલવા માટે કોણે સોગંદ ખવરાવ્યા છે !
૨ ધીવર—તો મરી ગયો હોય તો આમ ઝાડની પેઠે ઉભો કેમ રહ્યો છે ? આમ તો કદી જોયું નથી.
૧ ધીવર—હા, એવું કદી જોયાનું પણ યાદ તો આવતું નથી.
૨ ધીવર—આ સંદેહ હવે કેવી રીતે દૂર થાય ?
૧ ધીવર—ના, સંદેહ દૂર થાય એમ જણાતું નથી.
૨ ધીવર—વારૂ, આ એ આદમીને પુછીએ તો કેવું ?
૧ ધીવર—( જરા મનમાં વિચાર કરીને ) હા—એતો કાંઇક ઠીક જણાય છે.
૨ ધીવર—ત્યારે ચાલો, પુછી જોઇએ.

( બન્ને શાન્તનુની પાસે જાય છે. )

૧ ધીવર—અરે ભાઇ ! અરે ભાઈ !
૨ ધીવર—ઓ ભલા આદમી !
૧ ધીવર—આતો બોલતોય નથી !
૨ ધીવર—ત્યારે તો મરી ગયો હશે.
૧ ધીવર—તો એ કેમ કહી દેતો નથી કે હું મરી ગયો છું. આપણે પછી નિશ્ચિન્ત થઇને ઘેર જઈએ.
૨ ધીવર—ના, આ તો મુંઝવણનો ઘોટાળો એમને એમ રહ્યો. ચાલો ઘેર જઈએ.

( બન્ને જાય છે. )

શાન્તનુ—વર્ષાદના પુરથી ભરાયેલી આ સરિતા બન્ને કાંઠે વેગથી વહી રહી છે. પણ હવે શરદૃઋતુને લીધે તેનું જળ નિર્મળ થઇ ગયું ગયું છે. પૂર્ણ ચંદ્ર ઉદય પામ્યો છે. વૃક્ષોનાં ફુલો ખીલ્યાં છે. કોઇ પ્રકારની ત્રુટિ નથી, કાંઈ ખામી નથી. આ રૂપરાશિ—આ રૂપના વર્ણનની નિષ્ફળ ચેષ્ટામાં મારી ભાષા બંધ થઇ જાય છે. રૂપ અપૂર્ણ છે. સ્વર્ગની જ્યોતિ અને વિશ્વના વિસ્મય સમાન છે. અત્યાર સુધી તો હું તેમાંજ તન્મય હતો. વિચાર કરવાની પણ મારામાં શક્તિ નહોતી. હવે ધીરે ધીરે વિચાર

કરવાનું બળ આવેછે. એ સુંદરી કોણ હશે ? આ કોની કન્યા હશે ? અરે એનું મકાન ક્યાં હશે ? એ આ તરફજ ગઇ છે ! એના મકાનનો પત્તો મને કોણ બતાવશે !

( માધવનો પ્રવેશ. )

માધવ—આવો હું બતાવીશ—અરે આ શું ! જો જરા વધારે વખત થયો હોત તો આવી ગઇ હોત.

શાન્તનુ—શું ?

માધવ—મૂર્છા વળી બીજું શું ! હું બોલ્યો અને તમે એવા ચોંકી ઉઠયા કે જાણે વજ્રપાત થયો ન હોય.

શાન્તનુ—ના, ના. મિત્ર ! શા સમાચાર છે ?

માધવ—મૃગ નાશી ગયો છે.

શાન્તનુ—નાશી જવાદે. પરન્તુ—સુંદરી અપૂર્વ છે !

માધવ— કઈ ! કોણ !

શાન્તનુ—એક જુવાન સ્ત્રી. અત્યાર સુધી હું તો તેમાંજ ચકચૂર થઇ—

માધવ—અરે એતો સમજી ગયો. શિકાર કરવા આવતાં તમે પોતજ કામદેવનો શિકાર બની ગયા. કામદેવના બાણનું નિશાન થઈ ચુકયા.

શાન્તનુ—ઓહ !

માધવ—બહુજ અચેની છે ! બેચેની લાગે છે !—પ્રાણ પણ જતા રહેતા હોય એમ જણાય—છે હવે બચશે કે કેમ—એમ ને ?

શાન્તનુ—મિત્ર !

માધવ—પણ એતો ધીવરની—માછીમારની છોકરી છે.

શાન્તનુ—તેં જોઇછે ?

માધવ—હા, જોઇછે.

શાન્તનુ—ફરી એકવાર બતાવી શકીશ ?

માધવ—જોઇને શું કરશો ?

શાન્તનુ—મિત્ર ! મેં એને સારીરીતે નીહાળી નથી ! —ફરી એકવાર જોઇ લઉં.

માધવ—સમજી ગયો. ચાલો, આ રસ્તેથી ચાલો.

( બન્ને જાય છે. )

## પ્રવેશ ત્રીજો.

સ્થળ—ધીવરરાજનું મકાન
સમય—પ્રાતઃકાળ

( ધીવરરાજ ક્રોધયુક્ત મુદ્રાથી આંટા મારે છે. )

( તેમનો મંત્રી પણ તેની પાછળ પાછળ ચાલે છે. )

ધીવરરાજ—મારો મીજાજ આજે બરાબર નથી. બહુજ બગડી ગયો છે. રાણીનો મીજાજ ખરાબ નથી. પરન્તુ આખા ઘરનો—ના, હું તો કાલેજ રાજ્યનો ત્યાગ કરી ચાલ્યો જઇશ.

મંત્રી—જી હુજૂર—

ધીવર૦—બસ મારે "જી હુજૂર"ની જરૂર નથી, કામની જરૂર છે. કામ ન થઇ શકે તો ચાલ્યા જાઓ.

મંત્રી—જી—કામ નહીં કરૂં તો શું—

ધીવર૦—'તો શું'-બધાના મુખથી એજ એકવાત સંભળાય છે. તો શું મને સમજ પડતી નથી, 'તો શું' માં એવો તો શો વિશેષ ગુણ છે. હું-નહીં, મારો-મારો જીવ આપી દઇશ.

( ધીવરરાજની રાણીનો પ્રવેશ. )

ધી૦ રાણી—દઇશ તો આપીદો.—આ જીવ આપશે ! જાણે જીવ આપવો એ સહેજ વાત હશે ને !—જીવ આપીશ !—રોજ જીવ આપવાની ધમકી તો આપે છે. પણ જીવ આપતાં તો એક દિવસ પણ દેખાયા નહીં. જીવ આપશો ? આપો, આપીદો. મારી સામેજ જીવ આપો. આજેજ જીવ આપો. અત્યારેજ. આપીદો. કેમ ચૂપ થઇ ગયા ! જીવ આપીદો.

ધીવર—તો આપી દઉં ?

ધી૦ રાણી—આપો.

મંત્રી—જી, નહીં; કોઇ એવું કરતું નથી !

ધીવર૦—કોઇ એવું કરતું નથી !—રાણી, સાંભળ્યું ! મંત્રી ના પાડે છે; નહીં તો આજે હું નિશ્ચય જીવ આપી દેત.

ધી૦ રાણી—કેમ ! ( મંત્રીને ) કેમ તમે મના કરો છો ? તમે કોણ મના કરનાર ! હું રાણી છું—હું હુકમ આપું છું. મારા હુકમનો ભંગ કરો છો ? જાઓ તમને કામ ઉપરથી બરતરફ કરવામાં આવે છે.

ધીવર૦—કેવી રીતે ? મંત્રી નહીં હોય તો રાજ્યનું કામ કેવી રીતે ચાલશે ?

ધી૦રાણી—રાજ્ય તો તમારૂં બહુ મોટું છે ને ! ધીવરોના ચોધરી છો. બસ એટલામાંથીજ રાજા થઈ ગયા ! રાજ્ય—એક ગામ અને નદીનો અડધો ભાગ, એટલું તમારૂં રાજ્ય કે નહીં ? નદી અથવા તળાવમાં જાળ નાંખીને માછલીઓ પકડવી—બસ એ જ રાજકાજ છે ને ? હવે એમાં ડરાવવા મંડયા છો કે "રાજ્યનું કામ કેવી રીતે ચાલશે ?" રાજ્યનું કામ હું ચલાવીશ. તમે જીવ આપી દો.

ધીવર૦—શું તારા કહેવાથી ?—રાણી, અંદર જા !

ધી૦ રાણી—અરે મ્હોં બળ્યા ! એ અભાગી ! આ મંત્રીની સામે પોતાનો રોફ બતાવે છે—જીવ આપવાની ધમકી આપે છે !—હું રાણી છું, મારી વાતને ગણકારતો નથી ! અરે ધૂર્ત લંગોટી—

ધીવર૦—છી ! છી ! છી ! તદ્દન બેહુદી—રાણી !

ધી૦ રાણી—નિકળ—ઘરથી બહાર નિકળ. નહિ તો—

ધીવર૦—નહીં તો—શું કરીશ ?

ધી૦ રાણી—નહીં તો ઝાડુવડે મારીને બહાર કાઢીશ.

ધીવર૦—ઝાડુ મારીને કાઢીશ ?

ધી૦ રાણી—ઝાડુ મારીને કાઢીશ !

ધીવર૦—શું ઝાડુ મારીને કાઢીશ ?

ધી૦રાણી—હા, હા, ઝાડુ મારીને કાઢીશ .

ધીવર૦—વારૂ, કોઇએ એવું સાંભળ્યું છે કે કોઇ દેશની રાણીએ તે દેશના રાજાને ઝાડુ મારીને કાઢી મુકયો હોય !—મંત્રી, તમે સાંભળ્યું છે ?

મંત્રી—જી, નહીં.

ધી૦રાણી—ઠીક ત્યારે જોઇ લે હવે (જાય છે.)

મંત્રી—રાજાસાહેબ, હવે ખસી જાઓ. હજુ સમય છે. પહેલેથીજ ખસી જાઓ. રાણીનો મીજાજ ગયો છે.

ધીવર૦—શું ! હું રાજા છું. રાજા થઇને એક સ્ત્રીના ડરથી ખસી જાઉં ? નાશી જાઉં ? કદી પણ નહીં. અરે કોઈ છે કે ? મારૂં બાણ અને ધનુષ્ય તો લાવો. અને—

મંત્રી—રાજાજી કાંઈ કરી શકશો નહીં—કહું છું કે ખસી જાઓ. કાંઈ કરી શકશો નહીં.

ધીવર૦—એમ છે?
મંત્રી—કહું છું તો ખરો કે ખસી જાઓ.
ધીવર૦—વારૂ, તમે કહી રહ્યા છો. તમે મારા મંત્રી છો. તમારા કહેવાની અવગણના નહીં કરૂં. (જવાની ઈચ્છા કરે છે.)

[શાન્તનુ અને માધવનો પ્રવેશ]

માધવ—આજ ધીવરરાજ હશે!—મહાશય, આપ જ અહીંના રાજા છો કે શું?
ધીવર૦—ત્યારે શું તમે રાજા છો? જુઓ—તમે લોકો પહેલેથી ખબર આપ્યા વિના—આ રીતે મારી પાસે આવીને ઉભા થઈ ગયા! અને હવે ફરીથી આવીને પુછવા મંડયા; "મહાશય, આપજ અહીંના રાજા છો કે શું?" આ તમારૂં વર્તન કેવું છે? તમને ખબર છે કે જે લોકો મારી પાસે આવે છે તે શું કરે છે?
માધવ—નાજી, એની અમને ખબર નથી.
ધીવર૦—મને મળવા આવનાર લોકો પ્રથમ તો આ મંત્રીના સાળાને ભેટ મોકલે છે.
માધવ—જી, સાળાને!
ધીવર૦—હા, હા! મંત્રીના સાળાને! પછી મંત્રીના ભાઈના સસરાની સામે હાથ જોડીને ઉભા રહે છે.
માધવ—બાપરે! એવો અદબ કાયદો છે!
ધીવર૦—હું રાજા છું—કેમ મંત્રી?
મંત્રી—જી, રાજાસાહેબ.
માધવ—એ વાતની કોણ ના પાડે તેમ છે?
ધીવર૦—તમે માનો છોને?
માધવ—ખેર, માનીએ છીએ.
ધીવર૦—એ 'ખેર' ને શું માને!—મંત્રી!
મંત્રી—જી—આ 'ખેર' નો અર્થ હું બરાબર સમજ્યો નહીં.
ધીવર૦—અહીં 'ખેર—ખેર' કહેવાથી ચાલવાનું નથી. હું રાજા છું. કહો હવે, શું કહેવું છે?
માધવ—હવે હું એમ કહેવા માંગું છું કે—મારા પ્યારા મિત્ર—આ રહ્યા અર્થાત્ તેમને મદને બાણ માર્યું છે. તેથી તે ઘાયલ થયા છે અને તરફડી રહ્યા છે.

ધીવર.—મદન કોણ? મંત્રી! એ મદન કોણ છે? તેણે આ બિચારા ભલા આદમીને બાણ શાથી માર્યું? તેને પકડીને રજુ કરો. હું એ બાબતનો વિચાર કરીશ. બાણ શાથી માર્યું?

માધવ—જી, સાંભળું છું–આપને એક છોકરી છે. એ વાત સાચી છે?

ધીવર.—હા, છોડી તો છે.

માધવ—મારા આ પ્યારા મિત્રે તેને દેખી છે. એજ એનો અપરાધ છે! એ અપરાધના કારણથી મદને તેને બાણ માર્યું છે. રાજા સાહેબ! આપ હવે એ બાબતનો વિચાર કરો.

ધીવર.—જરૂર વિચાર કરીશ. મારી છોડીને તેમણે દીઠી છે, તો હું તેમને બાણ મારીશ. મદન શા માટે મારશે?–મંત્રી!

મંત્રી—રાજાસાહેબ, આપનું કહેવું બરાબર છે.

ધીવર—શું મદન આમ બાણ મારતો ફરતો હશે?

માધવ—જી રાજા સાહેબ, તેનો ધંધો એજ છે!

ધીવર—ધંધો કેવો વળી?

માધવ—એજ, કે કોઇનો ચહેરો સુંદર હોય, શરીર જુદી રીતનું હોય અને વ્યાકરણના હિસાબથી તે સ્ત્રીલિંગે હોય તો આવા લોકોની ક્ષુધા–પિપાસા હરાઇ જાય છે, રાતે નિદ્રા આવતી નથી, રાત દિવસ તેમના ઉપર પંખાની હવા નાંખવી પડે છે, કાળજું વિંધાય છે. તેમની ઘડીએ ઘડી ‘હાય હાય’ કરતાં વીતે છે!

ધીવર.—કેમ?

માધવ—મદન બાણ મારે છે તેથી.

ધીવર.—એજ! મંત્રી! આ બાબતમાં તમારી શી સલાહ છે?

મંત્રી—જી, આપને જે યોગ્ય લાગે તે.

માધવ—આપના મંત્રી અતિ ચતુર જણાય છે. મને તો આવો સહજ અને ચતુર મંત્રી બીજા કોઈ રાજાના પાલવે પડ્યો હોય એમ લાગતું નથી. સલાહ આપવામાં જાણે સાક્ષાત બૃહસ્પતિજ જોઇ લો!

ધીવર.—આદમી બહુ બુઢ્ઢો થયો છેને!

માધવ—તેમનામાં એટલી બુદ્ધિ છે.

ધીવર—મંત્રી, એ મદનને પકડી લાવો. હું વિચાર કરીશ.

માધવ—જી, મદનને કોઇ પકડી શકતું નથી, એજ મુશ્કેલી છે.

ધીવર—કોઈ પકડી શકતું નથી?

માધવ—નહીં?

ધીવર—તો પછી શો ઉપાય છે?

માધવ—જો આપ એની સાથે આપની છોકરીનો વિવાહ કરી આપવા રાજી હો તો આજ વખતે એ મદનના હાથથી મુક્તિ મળશે.

ધીવર.—વિવાહ !

માધવ—વિવાહની જરૂર તો નહોતી; પરંતુ કોણ જાણે એનો કેવો કુસંસ્કાર છે. આ સ્થળે તેમાં જરા કવિતાની પણ ખામી છે. આપ વિવાહ કરવાને માટે તૈયાર છો ?

ધીવર.—મંત્રી !

મંત્રી—આપના મિત્રની સાથે અમારા રાજાસાહેબની છોડીનો વિવાહ કરી દેવાને ?

માધવ—આપે ઠીક સમજી લીધુ.

મંત્રી—હવે સવાલ એ છે કે આપના એ મિત્ર છે કોણ?

( ધીવરરાજ શિર હલાવતા હલાવતા, મનમાં ને મનમાં મંત્રીની બુદ્ધિની પ્રશંસા કરે છે. )

માધવ—એ સવાલનો હું હમણાંજ જવાબ આપી દઉં છું. મારા મિત્ર છે હસ્તિનાપુરના રાજા.

મંત્રી—( આશ્ચર્યથી ) હસ્તિનાપુરના રાજા ?

માધવ—જી હાં !

મંત્રી—હસ્તિનાપુરના મહારાજ !

માધવ—હાજી, હા.

મંત્રી—મહારાજ શાન્તનું ?

માધવ—બરાબર.

મંત્રી—( ધીવરરાજને ) સિંહાસનથી ઉઠી જાઓ–સિંહાસનથી ઉઠી જાઓ.

ધીવર—કેમ ? કેમ ? સિંહાસનથી કેમ ઉઠું ?

મંત્રી—પહેલાં ઉઠી જાઓ, પછી કહેજો, નહીં તો—

ધીવર—નહીં તો શું ?

મંત્રી—નહીં તો બસ રાજ ગયું સમજવું.

ધીવર.—હું ! હું—ખરી વાત, નહીં તો રાજય ગયું ? ( સ્હેજ ઉભા થઇને ) નહીં તો રાજય ગયું ?

મંત્રી—ઉઠી જાઓ !

( ધીવરરાજ સિંહાસનથી ઉઠીને ઉભા થઇ જાય છે. )

મંત્રી—મહારાજ હસ્તિનાપુર નરેશ ! અમારો જન્મ આજે સફળ થયો. આપ આ સિંહાસનનું ગ્રહણ કરો.

ધીવર.—( આશ્ચર્યથી ) સિંહાસનનું ગ્રહણ કરો ! આ શું ?
શાન્તનું—એની જરૂર નથી ! ધીવરરાજ ? આપ સિંહાસન ઉપર બેસી જાઓ.
ધીવર.—( ગભરાયા જેવો ભાવ કરીને ) મંત્રી !—
મંત્રી—બેસો, પોતે મહારાજ આજ્ઞા આપે છે—બેસો.

( ધીવરરાજ બેસે છે. )

માધવ—હવે અમારી જે પ્રાર્થના હતી તે !
ધીવર૦—મંત્રી !

( મંત્રી ધીવરરાજના કાનમાં કંઇ કહે છે. )

ધીવર૦—જરૂર—જરૂર ! મહારાજ, હું હમણાંજ આવું છું.

( મંત્રી અને સાથે ધીવરરાજનું પ્રસ્થાન. )

માધવ—એમ જણાય છે કે ધીવરરાજ પોતાની સ્ત્રીની સલાહ લેવા ગયા છે. મહારાજ, આ ગમાર જડભરતને જોયા પછી પણ શું તેની છોકરીની સાથે વિવાહ કરવાની આપની ઇચ્છા છે ?
શાન્તનુ—પરન્તુ મને તો શોધ કરતાં એમ જણાયું છે કે એ સુંદરી આ માછીમારની—ધીવરની કન્યા નથી.
માધવ—તેની પાસે ઉછરેલી કન્યા તો ખરીને ! આ જંગલીની પાસેથી તેને શિક્ષણ તો મળેલુંને !
શાન્તનુ—સાંભળ્યું તો છે કે એ કોઇ ઋષિના વરદાનથી અનન્તયૌવના છે. તેની જુવાની સદાય રહેવાની. વળી કન્યા સમજુ અને બુદ્ધિમતી પણ છે.
માધવ—હાં, એતો ઠીક પણ મને એમ જણાય છે કે ઋષિના વરદાનનું કાંઈક ગુપ્ત રહસ્ય પણ છે. મહારાજ આવા પ્રકારની અજ્ઞાત કુળશીળ વાળી કન્યાની સાથે વિવાહ કરવો તે બુદ્ધિનું કામ નથી.
શાન્તનુ—મિત્ર, મને એ બધી બાબતનો વિચાર કરવાનો અવકાશ નથી. હું તેને ચાહું છું.

( ધીવરરાજ અને તેના મંત્રીનો ફરી પ્રવેશ )

માધવ—રાણીએ શો નિશ્ચય કર્યો ?
ધીવર૦—રાણીએ કેમ !
મંત્રી—મહારાજનો કોઈ પુત્ર હયાત છે ?
માધવ—બેશક.

મંત્રી—એજ છે ને !
માધવ—'એજ' શું ?
મંત્રી—રાજા સાહેબ ! એજ છેને !
ધીવર૦—એજ છેને !
માધવ—રાજાસાહેબ, આ વિવાહ કરી આપવાનું આપને કબૂલ છે ?
ધીવર૦—એજ છેને !
માધવ—તો કબૂલ નથી ?
ધીવર૦—એજ છેને—કેમ મંત્રી ?
મંત્રી—એજ છેને.
ધીવર૦—એજ છેને.
માધવ—કબૂલ છે કે નાકબૂલ ?
મંત્રી—એજ છેને
માધવ—એક જવાબ આપો.
ધીવર૦—એજ છેને.
માધવ—ત્યારે તમારો આજ છેવટનો જવાબ છે કે 'બસ 'એજ છે ને''
ધીવર૦—મંત્રી.

( મંત્રી ધીવરરાજના કાનમાં કાંઇ કહે છે. )

ધીવર૦—સાંભળો ! મારી એ હઠ છે કે ચાહ્ય તો મારા પ્રાણ જાય કે રહે, પણ મારી છોડીનો છોકરોજ રાજા થાય. એ શરતે મહારાજને વિચાર કરવાનું કબૂલ છે ?—સીધી વાત છે. મંત્રી, કહો—બરાબર સમજાવીને વાત કરો.

મંત્રી—મહારાજ ! અમારા રાજા સાહેબની એવી પ્રતિજ્ઞા છે કે મહારાજની પછી એ કન્યાના પેટે અવતરેલો છોકરોજ હસ્તિનાપુરની ગાદીનો રાજા થાય. આમાં આપ રાજી છો ?

શાન્તનુ—ના–એ તે કેવી રીતે બને ? મોટો છોકરો હયાત છે
મંત્રી—તો મહારાજ, આ વિવાહ થઇ શકશે નહીં.
શાન્તનુ—ત્યારે આ શું તમારા રાજાનો દૃઢ સંકલ્પ છે ?
ધીવર—હા એજ મારો–કેમ મંત્રી–સ્થિર સંક–હમણાં શું કહ્યું હતું !
માધવ—સંકલ્પ. ચાલો મહારાજ. આ શું !–આપ શાનો વિચાર કરો છો ?
શાન્તનુ—ધીવરરાજ ! આપની મરજી વિરુદ્ધ હું આપની કન્યા સાથે વિવાહ કરવા માંગતો નથી. કુંવારી કન્યા ઉપર પિતાનો અધિકાર છે. ધીવરરાજ, તેઃ લ્યો હું જાઉં.–હું–આવો મિત્ર.

( શાન્તનુ અને માધવનું પ્રસ્થાન )

ધીવર૦—મંત્રી !

મંત્રી—જી,

ધીવર૦—મને અંદર લઇ જઇ બિછાનામાં લોટાવી દો. ત્યાંજ લોટી જઉ—નહીં તો—નહીં તો

મંત્રી—નહીં તો ?

ધીવર૦—નહીં તો આંખો બંધ થઇ જશે. ઓષ્ઠ બીડાઇ જશે.

( મંત્રી ધીવરરાજને લઇને જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ.—હસ્તિનાપુરના રાજમહેલનો એક અવાસ.

સમય—પ્રાતઃકાળ.

( ભીષ્મ એકલા એક સ્થંભને અઢેલીને ઉભા છે. )

ભીષ્મ—પરના હિતને માટે પોતાના સ્વાર્થનો ત્યાગ કરવો એજ સર્વે ધર્મોનું મૂળ છે. વ્યાસદેવે બતાવેલા એજ મધુર સંગીતનો અંતઃકરણમાં નિત્ય ધ્વનિ થયાં કરે છે. નદીનો કલનાદ જેમ ધીમે ધીમે ગંભીર શબ્દનું સ્વરૂપ ધારણ કરે તે પ્રમાણે એ ધ્વનિ પણ સંભળાયાં કરે છે.

( માધવ મનમાં ને મનમાં પોતાની મેળે બોલતા પ્રવેશ કરે છે. )

માધવ—એનું જ નામ " ઘરનું ખાઇને વનનાં ઢોરાં ચારવાં. " અરે એ સુન્દરી છે તો તેમાં તમારૂં શું–

ભીષ્મ—મુરબ્બી કાકા, આપ, આપની મેળે શું બકયાં કરો છો ?

માધવ—( જાણે કાંઈ સાંભળ્યું જ ન હોય તેમ ) એને માટે નથી તમે ખાતા–કે નથી પીતા; નયનોમાં નિદ્રા પણ નથી–તેમ બીજી કોઇ ચિન્તાએ નથી; દિવસે દિવસે દુર્બળ થતા જાઓ છો. એટલા માટેજ કે તે એક સુંદરી છે. અરે ભલા માણસ, એ સુન્દરી છે તો તેમાં તમારે શું ?

ભીષ્મ—કોણ સુંદરી છે ?

માધવ—( બેવાજ ભાવથી ) એ દહાડાથી જ આમ સુકાય છે.

ભીષ્મ—કોણ ?

માધવ—અને કોણ ? તમારા બાપ–લો ! કહી દીધું.

ભીષ્મ—કાકા, પિતાજીને શું થઇ ગયું છે ?

માધવ—કહી દઉં ? હવે ક્યાં સુધી દબાવી રાખીશ ? આગ ક્યાં સુધી દાબી રહેશે ? રાજ્યમાં અશાન્તિ છે, ઘરમાં અશાન્તિ અને ઠંડીના દિવસોમાં ખુલ્લી અગાસીમાં પડી રહેવું, ચંદ્રમાની તરફ જોઇ રહેવું અને દીર્ઘ શ્વાસ લેતાં લેતાં રાજાને થઈ ગયો યક્ષ્માકાશ. કારણ ? એટલાજ માટે કે–તેનો ચહેરો સારો છે–એ સુંદરી છે–અને–અને કહેવાની મતલબ શી ?

ભીષ્મ—( આગ્રહથી ) કાકા, કહો જોઇએ, પિતાજીની આવી દશા શાથી થઇ ? આપ જાણો છો ?

માધવ—અરે–જાણું કેમ નહીં ? હું તો બધું જાણું છું.

ભીષ્મ—તો જણાવોને. હું તેમને એનું કારણ પુછું છું પણ તે કાંઇ બરાબર ઉત્તર આપતા નથી.

માધવ—એ તો વાત જ છે. આ તરફ હસ્તિનાપુરનો રાજા–ભારતનો સમ્રાટ્ છે, પરન્તુ બીજી તરફ એ બિચારો બહુ જ સાદો અને હદ ઉપરાંત શરમાળ છે.

ભીષ્મ—શું થયું છે ? જણાવો તો ખરા. પિતાજીનું શરીર ધીરે ધીરે પીળું અને દુર્બળ શાથી થાય છે ? તે કેમ ઉદાસ રહ્યાં કરે છે ?

માધવ—તેનું કારણ એ સુંદરી જ છે.

ભીષ્મ—કઇ સુંદરી ?

માધવ—કઇ ? કઇ ? એક ધીવરની છોકરી. હા, છે તો સુંદરી–પરન્તુ તેના શરીરમાંથી માછલીઓના જેવી દુર્ગંધ નીકળે છે. તેની સાથે વિવાહ કરવા માટે રાજા ગાંડા થઇ ગયા છે–ખરેખર મૂર્ખ બની ગયા છે.

ભીષ્મ—તો પછી પિતાજી તેની સાથે વિવાહ કેમ કરી લેતા નથી ?

માધવ—એ પણ એની ભલમનસાઇનો એક કુસંસ્કાર છે. ક્ષત્રિય રાજાધિરાજ છે–ઇચ્છા થઇ–તરવાર ખેંચી લે–ઇચ્છા પુરી કરી લે. એમ નહીં કરતાં ઉલટું કન્યાના પિતાના પગમાં પડવાનું જ બાકી રાખ્યું. જો હું સાથે ન હોત તો વખતે એ પણ બાકી રહેવા દેત નહીં–પગમાં પણ પડત.

ભીષ્મ—છોડીનો પિતા કોણ છે?

માધવ—બીજું કોણ હોય? એક ધીવરોનો ચોધરી છે!–ધીવરરાજ છે! માલુમ નથી કે તેને રાજાની પદવી કોણે આપી છે!

ભીષ્મ—ત્યારે એ છોકરીનો બાપ પિતાજીની સાથે પોતાની છોકરીનો વિવાહ કરવા રાજી નથી?

માધવ—મારા જોવામાં તો એમ આવ્યું!–તેણે એવું કહ્યું કે એ છોકરીને જે છોકરો થાય (થશે કે નહીં એનું તો હજી ઠેકાણું નથી) તેને જ રાજગાદી આપવી. જો એવી પ્રતિજ્ઞા મહારાજ કરે તો એ પોતાની છોકરીનો વિવાહ પિતાજીની સાથે કરે.

ભીષ્મ—આથી પિતાજી એમ કરવાને રાજી નહોતા?

માધવ—રાજી તે કેમ થાય? લાયક અને મોટા કુમારને, અર્થાત્ તમને રાજા નહીં બનાવીને એક માછીમારના છોકરાને રાજા બનાવે! જેના શરીરમાંથી મચ્છીની દુર્ગંધ મારે છે! જઉં હવે વૈદ્યને લઈ આવું. એમ જણાય છે કે રાજા હવે બહુ દિવસ જીવશે નહીં. મને તો એ—

(પ્રસ્થાન)

ભીષ્મ—એટલા જ માટે!–અને પિતાજી, તમે મારે માટે દુઃખ સહન કરી રહ્યા છો? મારે માટે જ રોગી, દીન, મલિન અને કાયર થયા છો? પિતાજી તમે જાણતા નથી, તમારો સ્હેજ ઇસારો થતાંજ હું અસાધ્ય સાધન કરી શકું છું! મારા પ્યારા પિતાજી! તમે તમારા મુખથી મને એ વાત કેમ ન કરી? આ અધમ પુત્ર ઉપર એટલો સ્નેહ–એટલો બધો સ્નેહ છે!–હું પણ બતાવી આપીશ કે એ અથાગ સ્નેહને માટે હું અયોગ્ય નથી–મારે માટે આટલું દુઃખ!–હું તમારા ચરણોમાં–સુખનાં ચરણોમાં પ્રાણોનું બળિદાન આપી શકું છું.

(પ્રસ્થાન)

[ આકાશમાં મહાદેવ અને પાર્વતીનો પ્રવેશ. ]

મહાદેવ—આજ મનુષ્યજાતિના ઇતિહાસમાં નવા અધ્યાયનો આરંભ થયો છે. પાર્વતિ! દેવી! જુઓ આ મોટા દીલવાળો, ગૌર-

વર્ણનો અને સુંદરતાની મૂર્તિ જેવો યુવક ચિન્તામગ્ન થઈને ઉભો છે, એ સંસારને એક નવું ગંભીર સંગીત સંભળાવશે, એ સંગીત એવું છે કે જે આજસુધી કોઇએ કદી પણ સાંભળ્યું નથી.

પાર્વતી—પ્રાણનાથ ! એ વળી કેવું સંગીત ?

મહાદેવ—સ્વાર્થત્યાગનું સંગીત–એ ત્યાગ શુષ્ક તપસ્યા, શાસ્ત્રના વિચાર કે ધર્મના પ્રચારથી સીમાબદ્ધ નથી. એ ત્યાગ કર્મમાર્ગનો છે અને જગતના ભલાને માટે પ્રચાર પામ્યો છે. હે પ્રિયે ! આ યુવક ત્યાગના મંત્રને વેદદ્વારા નહી, પણ જીવન પર્યન્ત તેના અનુષ્ઠાન દ્વારા જગત્‌ને જણાવશે.

પાર્વતી—આ યુવક ? તેનું નામ શું ?

મહાદેવ—દેવવ્રત.

પાર્વતી—તેનો પિતા કોણ છે ?

મહાદેવ—રાજાધિરાજ શાન્તનું.

પાર્વતી—તેની માતા કોણ છે ?

મહાદેવ—તમારી શોકય ગંગા.

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—ધીવરરાજનું ઘર.

સમય—પ્રાતઃકાળ.

( ધીવરરાજ, મંત્રી અને ભીષ્મ ઉભા છે. )

ધીવર૦—એ હસ્તિનાપુરના રાજાના પુત્ર છે ?

મંત્રી—હા જી, એ જ હસ્તિનાપુરના યુવરાજ છે.

ધીવર૦—( ભીષ્મને ) તમારૂં નામ શું ?

ભીષ્મ—દેવવ્રત.

ધીવર૦—સારૂં નામ છે. તો ભાઇ તમે અહીં શા કામે આવ્યા છો ?

ભીષ્મ—આત્મબલિદાન આપવા.

ધીવર૦—શું આપવા ?

ભીષ્મ—આત્મબલિદાન.

ધીવર૦—એ શી વસ્તુ છે ?–મંત્રી !

મંત્રી—યુવરાજજી, આપ, આપની પ્રાર્થના સીધી અને સાદી ભાષામાં કહો. આપને શાની ઇચ્છા છે ?

ભીષ્મ—ધીવરરાજની કન્યાની.

ધીવર૦—પણ તમે તો હમણાં કહેતા હતા કે–કોણ જાણે તમે શું આપવા આવ્યા હતા ?

( ધીવરરાજના કાનમાં કાંઇક કહે છે. )

ધીવર૦—તો એ સરળ ભાષામાં કેમ કહેતા નથી ? તમારો વિવાહ હજી સુધી થયો નથી ?

ભીષ્મ—હું અવિવાહિત છું.

મંત્રી—અર્થાત્ આપનો વિવાહ થયો નથી. એમ જ ને ?

ભીષ્મ—હા જી.

ધીવર૦—મંત્રી ! ( જરા દૂર જઇ મંત્રીની સાથે મસલત કરીને ) તો તમારી સાથે વિવાહ કરી દેવાથી આ સત્યવતીનો પુત્ર જ રાજા થશે ને ?

ભીષ્મ—ધીવરરાજ ! આપ હાસ્ય કરો છો ! આપની કન્યાની સાથે હું પોતે વિવાહ કરવાના વિચારથી આવ્યો નથી. હું તો તેને માતૃપદ આપવાના હેતુથી આવ્યો છું.

ધીવર૦—અરે હવે આ વળી શું કહ્યું !–મંત્રી ! તમે આમની સાથે વાત કરો. હું તો એમની વાત બીલકુલ સમજી શકતો નથી.

મંત્રી—યુવરાજ, આપને જે કાંઇ કહેવું હોય તે સીધી અને સરળ ભાષામાં કહો. “ માતૃપદ આપવાના હેતુથી આવ્યો છું ” એટલે અમારે શું માનવું ?

ભીષ્મ—ધીવરરાજની કન્યાને હું મારી માતા બનાવવા માટે તેની માંગણી કરવા આવ્યો છું.

ધીવર૦—આ આદમી તો ગાંડો થઇ ગયો હોય એમ જણાય છે. મંત્રી!

મંત્રી—પરન્તુ યુવરાજ, મહારાજ શાન્તનુની સાથે સત્યવતીનો વિવાહ કરવાની નકામી વાતચિત એક વખત તો થઇ છે.

ભીષ્મ—મંત્રીજી, એતો હું જાણું છું.

મંત્રી—ત્યારે પછી ?

ભીષ્મ—હું એ જ વ્યર્થ અને નિષ્ફળ થયેલી પ્રાર્થનાને માટે જ ફરીથી આવ્યો છું. મારા પિતાજી આ કન્યાના થનાર પુત્રને રાજ્ય આપવાનો અસ્વીકાર કરી ગયા હતા, ખરૂં ને ?

મંત્રી—જી હાં; આપનું કહેવું બરાબર છે.

ભીષ્મ—તેઓએ મારે લીધે જ એ વાતનો સ્વીકાર કર્યો નહોતો. હું મહારાજનો એકનો એક પુત્ર છું.

મંત્રી—યુવરાજ, એ તો મારા સાંભળવામાં આવેલું છે જ.

ભીષ્મ—હવે હું એ વાતનો જ પ્રસ્તાવ કરૂં છું.

મંત્રી—પરન્તુ મહારાજ શાન્તનુએ તો તે નામંજુર કરી છે.

ભીષ્મ—એથી શું બગડી જાય છે ? રાજ્ય ઉપર મારો હક છે. હું એ હક છોડી દઉં છું.

મંત્રી—( આશ્ચર્ય પામીને ) રાજ્ય ઉપરથી આપનો હક્ક આપ ઉઠાવી લો છો ?

ભીષ્મ—હા ઉઠાવી લઉં છું.

મંત્રી—પોતાની ઇચ્છાથી ?

ભીષ્મ—હા, મારી ઇચ્છાથી જ.

ધીવર.—ગાંડો છે ! ગાંડો છે !

મંત્રી—આશ્ચર્યની વાત છે.

ભીષ્મ—મંત્રીજી, આ જગત્માં કાંઇ પણ આશ્ચર્ય નથી. જે કોઇ જે કામ નથી કરી શકતો તેથી તેને તે આશ્ચર્ય સમાન લાગે છે. એકને જે અસાધ્ય જણાય છે તે બીજાને માટે સહજ થઈ પડે છે. એ સીવાય આજે જે એકને કોઇ કાર્ય કઠિણ લાગતું હોય છે તે કાલે સરળ થઈ જાય છે. એથી જ કહું છું કે જગત્માં કાંઇ આશ્ચર્ય નથી.

મંત્રી—આપ, આપનો રાજ્યનો દાવો છોડી દો છો ?

ભીષ્મ—હા, છોડી દઉં છું.

મંત્રી—બરાબર વિચાર કરી જોયો છે યુવરાજ ?–મુઠ્ઠીભર રાજ્યને માટે સભ્ય જાતિઓ લડી મરે છે, 'આદમી આદમીનું' ખૂન કરે છે. ભાઇ ભાઇની હત્યા કરવા તૈયાર થઇ જાય છે, અને પુત્ર પણ પિતાનો શત્રુ થઇ જાય છે તો આ મહાન્ હસ્તિનાપુરના સામ્રાજ્યનો દાવો આપ છોડી દો છો ?–જરા એક વાર કરીને વિચારી જુઓ.

ભીષ્મ—તેને હું એક મુઠ્ઠીભર ધૂળની માફક છોડી દઉં છું.

મંત્રી—શાને માટે ?

ભીષ્મ—પિતાની પ્રસન્નતાને માટે.

મંત્રી—આ જ વખતે ?

ધીવર.—અરે યુવક ! તારૂં માથું ફરી ગયું છે ?

ભીષ્મ—નહીં ધીવરરાજ ! મારૂં શિર ફરી ગયું નથી ! મારી પરીક્ષા કરાવી લો. આજે મારાથી કોઇ વધુ ચુસ્ત, સ્થિરસંકલ્પ અને શાન્તચિત્ત કોઇ પણ પુરૂષ આ જગતૂમાં મળશે નહીં.

ધીવર.—ત્યારે યુવરાજ તમે ખરેખર રાજય છોડી દો છો ?

ભીષ્મ—હું ખરેખર છોડી દઉં છું.

ધીવર.—પ્રતિજ્ઞા લો છો ?

ભીષ્મ—પ્રતિજ્ઞા લઉં છું અને યાદ રાખો કે આ ક્ષત્રિયની પ્રતિજ્ઞા છે.

( ધીવરરાજ ફરીથી મંત્રીની સાથે સલાહ કરે છે. )

ધીવર.—વાત બરાબર છે ! જો એમ કરો તો મારે એમાં કોઇ જાતનો વાંધો નથી.

[ ધીવરની રાણીનો પ્રવેશ. ]

ધી૦રાણી—વાંધો છે.

ધીવર.—શો વાંધો છે ? રાણી !

ધી૦રાણી—બસ ચૂપ રહો, હું રાણી છું. હું કહું છું કે હજુ મારે વાંધો છે.

ભીષ્મ—વાંધો છે ?

ધી૦રાણી—તમે રાજય ઉપર દાવો કરી શકશો નહીં એ વાત સાચી છે, પરન્તુ તમારા પુત્રપુત્રાદિ રાજય ઉપર દાવો કરે તો ?

ધીવર૦—એ પણ ખરી વાત છે.

ભીષ્મ—હા, એ કરી શકે ખરા. પરન્તુ તે બદલ હું શું કરી શકું ?

ધીવરરાણી—તમે કરી શકો છો. જો તમે વિવાહ જ ન કરો તો એ બધી ખટપટ મટી જાય છે.–કેમ મંત્રીજી ?

મંત્રી—આપે બરાબર કહ્યું, રાણી સાહેબ. વિવાહ નહીં કરે [illegible] - પુત્ર પુત્રાદિ કયાંથી થશે ?

ભીષ્મ—વિવાહનો વિચાર પણ છોડી દેવો પડશે ?

મંત્રી—એ વિના તો બીજો કોઇ ઉપાય નથી.

ભીષ્મ—( સ્વગત મનમાં જ ) આટલા દિવસ મારા મનમાં જ વૃદ્ધિ પામેલો પ્રેમ, એકાન્તમાં ઉદ્ભવેલી આશા—એ પણ ત્યાગ કરવી પડશે ! એનો ત્યાગ તો બહુ દુષ્કર છે ! વળી તે ઉપરાન્ત પિણ્ડ–તર્પણથી હીન થઇને અનન્ત કાળ લગી પુંનામના નરકમાં વાસ કરવો પડશે ! એ તો અતિ દુષ્કરમાં પણ દુષ્કર કાર્ય છે ! ઘણુંજ કઠોર છે !

મંત્રી—તો યુવરાજ, એમાં આપ સંમત નથી ને ?

ભીષ્મ—અતિ દુષ્કર છે !–પરન્તુ શું મારૂં ત્યાગનું વ્રત–મહાવ્રત, આ પ્રથમ પરીક્ષાના જ ધક્કાથી ચૂર્ણ થઈ જશે ? શું હું મનુષ્ય નથી ?

ધીવર૦—તો શું તમને આ નામંજુર છે ?

ભીષ્મ—( ઘુંટણીએ પડીને અને તેના ઉપર બે હાથ જોડીને ) અરે સ્વર્ગના દેવગણ ! આ હૃદયમાં બળ આપો. હું તુચ્છ મનુષ્ય છું–વિષયોમાં આસક્ત થઇને હું દુર્બળ થયો છું. હું શક્તિહીન અને અસહાય છું. દેવગણ, મને બળ આપો ! આ હૃદયની નીર્દય અને નિષ્ઠુર વાસનોના, આપ નિષ્ઠુર ભાવથી ચુરેચુરા કરી નાંખો–તેને કચડી નાંખો. મારા અહંકારને અશેષ કરો. સર્વ સ્વાર્થમયતાને દૂર કરો. મર્મસ્થળોને ગાઢ અન્ધકારથી છાઇ નાંખો–તેમાં પ્રકાશની એક રેખા પણ રહેવા ન પામે. દેવગણ શક્તિ આપો.

ધી૦રાણી—ગાંડો છે ! ગાંડો છે !

મંત્રી—યુવરાજ, શો નિશ્ચય કર્યો ?

ભીષ્મ—( ઉઠીને ) ધીવરરાજ, મારી આ ક્ષણભરની દુર્બળતા માટે ક્ષમા આપો !–મંત્રી નિશ્ચય થઇ ગયો. વિવાહ કરવાનો ઇરાદો પણ મેં છોડી દીધો.

ધી૦રાણી—વિવાહ કદી પણ નહીં કરો ?

ભીષ્મ—ના, હું આજન્મ કદી પણ વિવાહ કરવાનો નથી.

મંત્રી—એ જ નિશ્ચય છે ?

ભીષ્મ—એ જ નિશ્ચય છે. મારા કર્તવ્યના ચરણ કમળોમાં મેં આ લોક અને પરલોક બન્નેને અર્પણ કર્યા છે. આજથી દેવવ્રત એક સાચો સન્યાસી થયો છે. વાસનાનું ઉત્તરીય વસ્ત્ર ફેંકી દીધું છે. સંદેહની કાળીઘોર ઘટા દુર કરી છે. આંધી સ્થપાી

ગઈ. હવે ઉપર સ્થિર અને નીલ વર્ણનું આકાશ છે અને નીચે સાગરનો ગંભીર ધ્વનિ થયાં કરે છે.

ધીવરાણી—તો તમે પ્રતિજ્ઞા કરો છો ?

ભીષ્મ—મારી આ પ્રતિજ્ઞાના સર્વે દેવતાઓ સાક્ષી છે.

ધીવરાણી—મંત્રી, મેં નહોતું કહ્યું કે આ યુવક ગાંડો છે.

ભીષ્મ—ના, હું ગાંડો નથી. પિતાને પ્રસન્ન કરીને સર્વે દેવોને મેં સંતોષ્યા છે.

**पिता धर्मः पिता स्वर्गः पिता हि परमन्तपः।**
**पितरि प्रीतिमापन्ने प्रीयन्ते सर्वदेवताः ॥**

---

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ**—હસ્તિનાપુરના રાજમહેલનો એક અવાસ

**સમય**—સન્ધ્યાકાળ.

( મહારાજ શાન્તનુ અને તેમનો સખા માધવ )

શાન્તનુ—મારે માટે દેવવ્રતે સંન્યાસ લઇ લીધો ?

માધવ—હા મારા જોવામાં તો એમ આવે છે ?

શાન્તનુ—આશ્ચર્યની વાત છે !

માધવ—બેશક આશ્ચર્ય છે !

શાન્તનુ—મારો પુત્ર આવો ઉચ્ચહ્રુદય અને ઉદાર છે. પુત્રના ગૌરવના ગર્વથી આજે મારી છાતી હર્ષથી ઉભરાઇ જાય છે.

માધવ—પરન્તુ હવે તમારે ગર્વ કરવા જેવું કાંઇ રહ્યું નથી.

શાન્તનુ—મારે માટે મારો પુત્ર આજે બ્રહ્મચારી થઇ ગયો ?

માધવ—મહારાજ! આ સત્યના બંધનથી આપ આપના પુત્રને છોડાવી દો.

શાન્તનુ—કેવી રીતે ?

માધવ—આપે આ ધીવરની કન્યા સાથે લગ્ન ન કરવું.

શાન્તનુ—એથી મારે ધર્મથી ચ્યુત થવું પડે.

માધવ—કેમ ? એણે કાંઇ પોતાના મનથી આપને પતિ માની લીધા નથી.

શાન્તનુ—દેવવ્રતને દુઃખ થશે.

માધવ—કાંઇ નહીં થાય. આપ વૃદ્ધ થઇ ગયા છો. આ અવસ્થામાં આપ આવી સુંદરી લઇને શું કરશો? મહારાજ, આપ આ વિચાર જ માંડી વાળો.

શાન્તનુ—પરન્તુ આ વૃદ્ધાવસ્થામાં મારે એક સ્ત્રીની જરૂર તો અવશ્ય છે જ. રોગ અથવા બીજી વ્યાધિ સમયે મારી સેવા પરિચર્યા કોણ કરશે?

માધવ—સેવા કરવા માટે ઘણીએ દાસ દાસીઓ છે.

શાન્તનુ—એમની કરેલી સેવા પરિચર્યામાં સ્નેહ હોતો નથી.

માધવ—ત્યારે આ સ્ત્રી આવીને આપની સાથે સ્નેહ કરશે? આપ એવો વિચાર કરતા હશો? આપ વૃદ્ધ છો, અને એ તો, મારા સાંભળવા પ્રમાણે, ઋષિના વરદાનથી અનન્તયૌવના છે. આપનું જે સ્નેહનું ધારવું છે તે બંધ બેસશે નહીં.

શાન્તનુ—કેમ નહીં? પોતે મહાદેવના-

માધવ—મહારાજ! પોતાની ઇચ્છાને અનુકૂળ આવે એવી યુક્તિઓ હમેશાં મનુષ્યને મળતી જ રહે છે. મહારાજ, હું કહું છું કે આ વિચાર ન કરો! એનું ફળ બહુ જ ખરાબ આવશે.

શાન્તનુ—મિત્ર! તું મારો 'વિદુષક' છે, મંત્રી નથી.

માધવ—સંસારમાં એવો કોઇ મંત્રી પયદા થયો નથી કે જે મહારાજની ઇચ્છાની વિરૂદ્ધ થઇને કોઇ સફળ યુક્તિ, આગળ રજુ કરી શકે. વિદુષક તો 'વિદુષક' છે!-મહારાજ, કહી દઉં કે એને માટે આપને પાછળથી પસ્તાવું પડશે.

શાન્તનુ—પસ્તાવું પડશે તો પસ્તાઇ લઇશ.

માધવ—તો જાઓ. સર્વનાશનો માર્ગ ખુલ્લો છે. જાઓ.

( ક્રોધના આવેશથી માધવનું પ્રસ્થાન )

શાન્તનુ—સુંદરી છે! અપૂર્વ સુંદરી છે! એને હવે એક મુઠ્ઠીમાં આવેલી હું છોડી દઉં? માધવ! બિચારો રસમાં શું સમજે! એક બ્રાહ્મણ! તું શું સમજે?

[ ભીષ્મનો પ્રવેશ. ]

શાન્તનુ—મારા વહાલા પુત્ર! તેં મારે માટે આજન્મ બ્રહ્મચર્ય ગ્રહણ કર્યું છે?

ભીષ્મ—પિતાજીની ઇચ્છા એજ મારી ઇચ્છા છે.

શાન્તનુ—તારી આ ભીષ્મપ્રતિજ્ઞાના કારણથી જ દેવોએ તારૂં નામ ભીષ્મ રાખ્યું છે અને હું પણ તારી આ અપૂર્વ પિતૃભક્તિના બદલામાં તને સ્વેચ્છામૃત્યુનું વરદાન આપું છું. જ્યારે તારી ઇચ્છા થશે ત્યારે જ તારૂં મૃત્યુ થશે.

ભીષ્મ—પિતાજીનો આશીર્વાદ શિરોધાર્ય છે.

શાન્તનુ—વારૂ, પુત્ર, જાઓ હવે.

( ભીષ્મનું પ્રસ્થાન. )

[ આ તરફ શાન્તનુ પણ વિચાર કરતો કરતો જાય છે ]

---

## પ્રવેશ ૭ મો.

---

સ્થળ—કાશિરાજાનું પ્રમોદવન.

સમય—સાયંકાળથી સ્હેજ વહેલું.

( કાશિરાજાની કન્યા અમ્બા એક વૃક્ષની નીચે ડાળ પકડીને ઉભી છે. )

અમ્બા—આજે આ સમયે કેવળ એની જ યાદ આવે છે. આ શીતળ ઘન છાયાવાળા વૃક્ષની નીચે, ગંગા નદીના કિનારે, અને પલ્લવોથી પ્રફુલ્લ બનેલી પ્રકૃતિના વસોન્તોદ્યાનમાં તેનું એ સુંદર અને સૌમ્ય મુખ યાદ આવે છે, અરે સંસારની સઘળી સુંદરતાના સારાંશ ! આ કુંજવનમાં, આ સુનસાન એકાન્ત સ્થળમાં, તમે જ પહેલવહેલા મારા નેત્રોની સમક્ષ પ્રાતઃકાળના બાળસૂર્યની સમાન ઉદય પામ્યા હતા. તમારૂં સુંદર શરીર—ગૌર શરીર ગેરૂવાળાં વસ્ત્રોથી આચ્છાદિત હતું. તમારાં બન્ને નેત્રોમાં સ્નેહ ઝળકી રહ્યો હતો. અતૃપ્ત દૃષ્ટિથી તમે એકી ટશે મારી સામે જોઇ રહ્યા હતા. હું ચમકીને બોલી ઉઠી હતી કે “ સંન્યાસી, તમે કોણ છો ? ” તમારી નીચી નજર અને નમ્ર ઉત્તર હજી હું વિસરી શકતી નથી. તમે એમ બોલ્યા હતા કે “ સુંદરી તારા રૂપનો હું ભિક્ષુક છું ”—કોણ જાણતું હતું કે તમે ભારતના સમ્રાટ્ થશો—આશ્ચર્યની વાત છે ?

મનમાં એવી તો કદી કલ્પના મનુ આવેલી નહી ! એ મનોહર શાન્ત મૂર્તિ, મન્દ હાસ્ય કરવાની છટા, સૌમ્ય મુખમંડળ, ભોળી દૃષ્ટિ, ગંભીર હંસગતિ, ગંભીર સ્વર, અરે એ બધું એવા મોટા રાજવંશીના ઘરમાં હોઇ શકે ખરૂં ? ચંદ્રમા શું કદી પૃથ્વીતળમાં ઉદય પામે ખરો ?

[ બે સખીઓ પ્રવેશ કરે છે. ]

૧ સખી—અરે તું અહીં ઉભી છે ?

૨ સખી—અરે હું તો તને ત્યાં ખોળીને ખોળીને હેરાન થઇ ગઇ.

અમ્બા—કેમ, મારી શી જરૂર છે ?

૧ સખી—ખબર છે એ તો.

અમ્બા—શાની ખબર છે ?

૨ સખી—સાંભળીશ તો રાજી રાજી થઈ જઈશ.

અમ્બા—ત્યારે કહી દેને.

૧ સખી—કહે તે કેમ !

૨ સખી—પહેલા એ કહે કે અમને શું આપીશ ?

અમ્બા—વસ્તુને નજરે જોઇને તેનું મૂલ્ય અંકાય છે.

૧ સખી—તો કહું ?

૨ સખી—કહી દે.

અમ્બા—કહે ને.

૧ સખી—ખબર છે કે તારા એ-

૨ સખી—ચૂપ-આજે તો એટલું જ. વધારે ન કહેવું.

અમ્બા—એ તે કોણ ?

૧ સખી—બતાવું ?

૨ સખી—ધીરે, સખી ધીરે ! સાંભળીને વખતે એને મૂર્છા ન આવી જાય.

અમ્બા—કહેને, સાંભળું તો ખરી.

૧ સખી—તારા પ્રાણેશ્વર !

૨ સખી—હસ્તિનાપુરના યુવરાજ-

૧ સખી—એણે આવીને અમને પુછ્યું-રાજકુમારી ક્યાં છે ?

૨ સખી—અમે તો કહી દીધું કે બહારના “ પ્રમોદવન ” માં છે.

૧ સખી—પછી તારા પ્રિયતમે મારી સામે તાકીને કહ્યું-તેને જઇને કહો કે હું તેને જરા મળવા ઇચ્છુ છું.

૨ સખી—તે પછી તું જતી રહી.
અમ્બા—આ તો એજ આવતા જણાય છે.
૧ સખી—એ જ છે.
અમ્બા—ક્યાં ? ના, એ નથી.
૨ સખી—ક્યાં ? કોઇ નથી.
અમ્બા—ત્યારે એ શબ્દ કોના પગનો હતો ?
૧ સખી—પગરવ ક્યાં હતો ?
અમ્બા—સૂકાં પાંદડાંઓનો ખડખડાટ તો સંભળાતો હતો.
૨ સખી—ખરી વાત તો એ જ જણાય છે. આપણે કાંઇ સાંભળ્યું જ નથી.
અમ્બા—મારૂં હૃદય ધડકવા લાગ્યું હતું.
૧ સખી—સંભવ છે ખરો.
૨ સખી—સંગત છે.
૧ સખી—સખી જુઓ, જરા આંખો ખોલીને જુઓ, પૂર્વ આકાશમાં શરદ્ ઋતુનો પૂર્ણ ચંદ્ર ખીલી રહ્યો છે, હાસ્ય કરી રહ્યો છે.
૨ સખી—આજે પુનમ છે ?
૧ સખી—આજે શરદ્ પુનમ છે.
૨ સખી—શિતળ સમીરની લહરી આવે છે.
અમ્બા—મારી નસેનસમાં ગરમ લોહી વહે છે-અને બધી સખીઓ ક્યાં છે ?
૧ સખી—એમની શી જરૂર છે ?
૨ સખી—પ્રેમી અને પ્રેમિકાના મેળાપ સમયે પોતાના સાથીની સાથે રહેવાનું કોઇ પસંદ કરતું નથી.
૧ સખી—અરે પસંદ કરતું નથી એટલુંજ ? તેને એક આફત જેવું ગણે છે.
૨ સખી—જાણે કે એ એમનું સુખ છીનવી લેશે એમ સમજે છે-ચાલો બ્હેન, ચાલો,
અમ્બા—ના, સખિઓ, ના જશો !
૧ સખી—ના, ના-જઈશ નહીં. જોઈશું કે આ પિપાસુ ઓષ્ઠ ઉપર શીતળ ચુમ્બનોની સ્નિગ્ધ ધારાઓ કેવી વર્ષે છે.
૨ સખી—અરે જ્યારે આપણા ભાગ્યમાં એ લખ્યું છે તો પછી એ જોઈને આપણે શું કરીશું ? ચાલો, બ્હેન ચાલો.

( બન્ને સખિઓનું પ્રસ્થાન.)

અમ્બા—આ મ્હારા હાથ કેમ કમ્પે છે? વળી આ મારી છાતી ધડકે છે કેમ? મને આ ભય અને સન્દેહ કેમ થયાં કરે છે?

( અલક્ષિત ભાવે ભીષ્મનો પ્રવેશ. )

ભીષ્મ—લો, આ તો એ જ છે! જરા ક્ષણભર એ સુવર્ણની મૂર્તિને હું જોઇ લઉં પછી તેને વિસ્મૃતિના જળમાં વિસર્જન કરી દઉં. કેવી અપૂર્વ ગરીમા છે! નીલ નિર્મળ આકાશમાં જેમ ઉજ્જવળ રૂપા હોય અને જેમ દૂર રહેલા સાગરની લહરિઓનું કલ-સંગીત હોયને શું એવી પ્રતિમા તો પરિસ્તાનની જ પરી જેવી છે. મારે તેનું હવે વિસર્જન કરવાનું છે!—અરે સ્વર્ગના દેવગણ! આ હૃદયમાં બળ આપો. સંદેહ અને વિકારથી આકુળવ્યાકુળ થયેલા ચિત્તને આ સમયે શાન્ત કરો. ઓ દેવના સમૂહો! મને આ અગ્નિપરીક્ષામાંથી અણીશુદ્ધ બચાવી લો. અહંકારને ચૂર્ણ કરો. પ્રલોભનાને કચડી નાંખો. મારી આ પ્રતિકૂળ પ્રવૃત્તિઓને દબાવી દો. ( અમ્બાની પાસે જઇને ધીમા સ્વરથી ) દેવિ! આજે હું તમારી નિકટ આવ્યો છું.

અમ્બા—આવો દેવવ્રત! અત્યાર સુધી હું આ સ્થળે તમને જ યાદ કરતી હતી—તમારા આવવાની જ રાહ જોઇ રહી'તી, આવો પ્રિયતમ!

ભીષ્મ—દેવિ! આજે તમારો ભિક્ષુક તમારી પાસે આવ્યો છે—

અમ્બા—દેવ! તમે શાના ભિક્ષુક છો? હું તમને શાની ભિક્ષા આપું? હવે મારી પાસે બીજું શું છે? જે કાંઇ હતું તે તો તમારાં ચરણોમાં હું અર્પણ કરી ચુકી છું—હવે કાંઇ નથી. જે દિવસે આ સુંદર સૌમ્ય મુખારવિંદ મેં જોયું ત્યારથી જ મેં સર્વ કાંઇ આપના ચરણમાં અર્પણ કર્યું છે. આ રૂપ, આ લાવણ્ય આ યુવાની, આ હૃદય બધું આપનાં ચરણકમલોમાં—

ભીષ્મ—સબૂર—

અમ્બા—બધું અર્પણ કરી ચુકી છું. તે દિવસથી હું બીજું બધું ભુલી ગઇ છું—માત્ર આપની જ યાદ આવે છે. એ યાદગીરીમાં તો ગરમીના અતિ લાંબા દિવસોને, મારા ગરમ શ્વાસોશ્વાસથી વધારે ગરમ બનાવ્યા છે—કેટલીએ લાંબી લાંબી રાત્રીઓમાં સ્તબ્ધ અને શાન્તિની મધ્યરાત્રીના અન્ધકારમાં મારાં અશ્રુઓનો વર્ષાદ વર્ષાવી ચુકી છું.

ભીષ્મ—પણ હવે એ બધું ભૂલી જાઓ.

અમ્બા—પ્રાણેશ્વર, જે સમયે આપનાં દર્શન થયાં તે જ સમયે એ બધું કષ્ટ વિસરી ગયું!

ભીષ્મ—ના-ના, દેવિ, આ તમે શું કહો છો?

અમ્બા—કેમ દેવવ્રત?

ભીષ્મ—દેવિ, પ્રેમની બધી પાછલી વાતોને ભૂલી જાઓ અને-અને-દેવિ, મને ક્ષમા આપો.

અમ્બા—આજે આ શાનું મંગળાચરણ થાય છે!

ભીષ્મ—દેવિ, આજે એ પ્રેમસંન્યાસી દેવવ્રતને ભૂલી જાઓ; એક દિવસે જે દેવવ્રત તમારાં ચરણમાં નીચો નમીને આતુર, સશંક ધડકતી છાતી અને ઓષ્ટામૃતની ઇચ્છા કરતો હતો તે દેવવ્રતને તમે વિસરી જાઓ. રૂપના મંદીરમાં જે દેવવ્રત એક દિવસે તમારો સેવક બન્યો હતો તેને હવે હૃદયમાંથી ખસેડી નાંખો. તે દેવવ્રત તે સમયે પિપાસાથી નમ્ર થયેલો તમારા પ્રેમનો વાંચ્છક હતો. ઘોર અંધકાર સમાન રાહુની પેઠે, જ્વલિત અગ્નિની પેઠે, અને અંધકારવાળી આંધીની પેઠે, સ્વાર્થ જ જેનો ધર્મ હતો. દેવિ, આજે એ દેવવ્રતને મનમાંથી બિલકુલ કાઢી નાંખો. તેને બદલે નેત્રોને બરાબર ખોલીને આ નવીન સંન્યાસી બનેલા દેવવ્રતને જુઓ; સ્વાર્થનો ત્યાગ એ જ જેનો ધર્મ છે, નિરન્તર સાધના કરવી એ જ જેનું કામ છે; કેવળ સન્યાસ એ જ જેનું વ્રત છે; જેનો પ્રેમ વાસનાથી વિટાયેલો નથી, કામનાથી તપ્ત નથી અને સ્વાર્થથી જે પ્રેમ અન્ધ બન્યો નથી, જે 'દામ' ના સ્પર્શથી અપવિત્ર બન્યો નથી. અને સુખની લાલસાથી જે તીવ્ર થયો નથી. આ નવીન સંન્યાસીનો પ્રેમ ઉન્મુક્ત છે, ઉદાર છે, આકાશની પેઠે જ વ્યાપ્ત છે, સમુદ્રની તરાહ સ્વચ્છ છે, પૃથ્વીની પેઠે સહનશીળ છે, પ્રાતઃકાળના સૂર્યની પેઠે જ પ્રકાશમાન છે, માતાના સ્નેહની પેઠે શાન્ત અને કોઈની અપેક્ષા નહિં કરનારો, નિર્મળ અને અપ્રતિબદ્ધ છે, એ આ દેવવ્રતને નિહાળો, તમારાં ચરણોમાં-તે પ્રેમનો ભિક્ષુક નથી પણ કૃપાનો ભિક્ષુક છે.

અમ્બા—કાંઇ સમજાતું નથી! આ તે હું જાગું છું કે ઉંઘું છું? કે આ તે સ્વપ્ન છે? શું કહો છો, મને કાંઇ સમજણ પડતી નથી. રાજકુમાર! તમે શું મારી સાથે વિવાહ કરવા આવ્યા નહોતા?

ભીષ્મ—તમે દેવિ બરાબર સમજ્યાં છો?

અમ્બા—ત્યારે તમે અહીં શું કરવા આવ્યા છો?

ભીષ્મ—આ જન્મભરને માટે તમારી પાસેથી વિદાયગીરી લેવાને આવ્યો છું! બહેન!

અમ્બા—વિદાયગીરી!

ભીષ્મ—હા, અને તે:જન્મભરને માટે. હવે ફરીથી હું આનન્દથી ઉજ્જવળ, મનોહર, મન્દહાસ્યથી સુશોભિત અને પ્રેમમય એવું આ મુખચંદ્ર જોઇશ નહિં-આવેશથી પૂર્ણ નમ્ર, સરળ, વિહ્વળ, અને વર્ષાદની ધારા જેવા નાચ કરતી સુમધુર અને પ્રેમમય વાણીને સાંભળીશ નહીં.

અમ્બા—કેમ, દેવવ્રત? આજે આવાં દારૂણ વચનો શાથી કાઢવાં પડે છે? દેવવ્રત શું થયું છે?

ભીષ્મ—પ્રાતઃકાળનાં સોનેરી કિરણોથી રંજિજત એક મેઘમહેલ આકાશમાં લીન થઇ ગયો છે; એક ઝણુકાર ઉઠતાં પહેલાંજ સ્થંભી ગયો છે; તમારાં ચરણોની નીચે એક સોનેરી સ્વપ્ન તુટી ગયું છે.

અમ્બા—કેમ! કેમ પ્રિયતમ?

ભીષ્મ—તમારા અને મારા વચમાં એક અગ્નિનો સમુદ્ર ગર્જના કરી રહ્યો છે.

અમ્બા—કેમ? બોલો! બોલો!

ભીષ્મ—મારી બહેન! મેં સદાને માટે બ્રહ્મચર્ય વ્રત ધારણ કરેલું છે.

અમ્બા—શાથી વારૂ?

ભીષ્મ—મારા પિતાને પ્રસન્ન કરવા માટે મેં એવી પ્રતિજ્ઞા લીધી છે. હવે આ જન્મમાં તો વિવાહ કરવાનો મને અધિકાર નથી રહ્યો—

અમ્બા—નિષ્ઠુર! દારૂણ! ભયંકર! અરે મારા મા[illegible]ના પ્રિયતમ! તમે આ શું બોલો છો? ત્યારે એમ કેમ કહી દેતા નથી કે હવે તમે મને ચાહતા નથી!

ભીષ્મ—ચાહું છું. તમારા ઉપર મારો સંપૂર્ણ પ્રેમ છે. મારા પ્રાણ કરતાં પણ વિશેષ પ્યાર કરૂં છું, પરન્તુ દેવિ, કર્ત્તવ્ય આગળ તે કાંઇ જ વિસાતમાં નથી. બ્હેન બસ હવે મને વિદાય કરી દો.

અમ્બા—દેવવ્રત ! ( રડવા માંડે છે. )

ભીષ્મ—દેવિ, આપનાં નેત્રોનાં આંસુઓના નીરમાં મારા કર્ત્તવ્યને ડુબાવો નહીં. એ આંસુઓમાં મારી જીવનભરની શાન્તિને વહેવડાવો—વ્યતીત સમયના સુખની સ્મૃતિને વહેવા દો—આ લોક તથા પરલોકને વહેવા દો, સર્વ કાંઇ વહેવા દો. માત્ર મારી પ્રતિજ્ઞાને ન વહેવડાવશો—આ આંસુઓના ઉચ્છ્વાસપૂર્ણ સાગરમાં સઘળું નષ્ટભ્રષ્ટ થઇ ડુબી જાય—વહી જાય. માત્ર મારૂં કર્ત્તવ્ય જ પહાડની પેઠે ગર્વથી શિર ઊંચુ કરી ખડું રહે. મારી પ્યારી બ્હેન, હવે મને જવાની આજ્ઞા આપો.

અમ્બા—ના, ના—જવું નહીં ! દેવવ્રત જવાનું નથી !

ભીષ્મ—દેવવ્રત ! હવે સંભાળ ! તારી પોતાની જાતને સંભાળજે ! હૃદયને દઢ કરજે !—બ્હેન રજા લઉં છું—જઉં છું.

અમ્બા—પ્રિયતમ, જતા નહીં. !

ભીષ્મ—આ નેત્રો ઉપર અન્ધકારનો પડદો પડતો હોય એમ લાગે છે કાંઈ દેખાતું નથી !—કર્ત્તવ્ય ! હવે મને રસ્તો બતાવ. આ અન્ધકારમાં તારો પ્રકાશ નાશ ન પામે—બસ, દેવવ્રત ! અહીંથી નાસી જા, અદૃશ્ય થા; દેવિ, થયું હવે આ જ અંતિમ ભેટ સમજજો !

અમ્બા—જશો નહિ ! દેવવ્રત જશો નહિ !

ભીષ્મ—તો બ્હેન, હવે હું વિદાય થાઉં છું.

અમ્બા—હું તમારી પ્રાર્થના કરૂં છું કે જશો નહીં

ભીષ્મ—નહીં બ્હેન,—હવે જવા દો—જઉં છું.

અમ્બા—હું તમારા પગમાં પડું છું.

ભીષ્મ—મારૂં કહ્યું માનો—જઉં છું.

અમ્બા—મારા હૃદયેશ્વર ( બાઝી પડવા માટે આગળ આવે છે )

ભીષ્મ—ના.—જઉં છું. ( ભીષ્મ જતા રહે છે. )

( અમ્બા મૂર્ચ્છિત થઇને જમીન ઉપર પડી જાય છે. )

# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—શાન્તનુનું શયનગૃહ.**

**સમય—રાત્રી.**

( શાન્તનુ બેઠા છે અને સત્યવતી ઉભી છે. )

શાન્તનુ—વીશ વર્ષથી લાગટ વિષયભોગ કરી રહ્યો છું. પણ જીવ તૃપ્ત થતો નથી! વીશ વર્ષથી મારા આ પિપાસુ નેત્રોમાં યુવાનીનું અમૃત રેડી રહ્યો છું પણ પાત્ર પુરેપુરૂં ભરાયું નથી! તું તો જેવી ને તેવી જ છું.

સત્યવતી—મૃત્યુના મુખમાં જ જેના પગ છે એવા હે મહારાજ ! તૃષ્ણા હજુ મટી નથી ? વાસના હજુ ક્ષીણ પામી નથી ? તો પીઓ, હજુ પણ પીઓ, મૃત્યુ થતાં પર્યન્ત પીઓ-અને હવે કેટલા દિવસ બાકી છે ! જયાં સુધી જીવન છે ત્યાં સુધી પીઓ !

શાન્તનુ—પ્રિયે, તું સત્ય કહે છે. હું હવે કેટલા દિવસ જીવીશ ! દિન પ્રતિદિન આ જીવન સીડીનાં સોપાનથી હું નીચે જ ઉતરતો જાઉં છું ! હું પોતે પણ સમજી શકું છું કે જીવનની સમાપ્તિ હવે બહુ જ નીકટ છે ! અને દિવસ કેટલા બાકી છે ! સત્યવતી તેં સત્ય કહ્યું છે. કેટલા દિવસ બાકી છે !

સત્યવતી—હવે જેટલા દિવસ જીવન હોય તેટલા દિવસ સુખેથી પીઓ.

શાન્તનુ—સુખથી ? સુખથી નહિ, પ્રિયે ! આ તારૂં સૌંદર્ય અમૃત નથી પણ તીવ્ર મદિરા છે.

સત્યવતી—તો પછી તેને કેમ પીઓ છો ?

શાન્તનુ—સુન્દરી ! પીવાનો અભ્યાસ છે. લોકો મદિરા શાથી પીએ છે ? પ્રિયતમે ! તને ખબર છે કે આ પ્રિયતમે શાથી કહું છું? એ પણ એક અભ્યાસ છે.

સત્યવતી—તમારા એ પ્રેમસંબોધનની આહના કોને છે ?

શાન્તનુ—એ હું જાણું છું, પ્રિયે, તું તે ચાહતી નથી. તોપણ હું શું કરૂં ? એવો જ અભ્યાસ પડી ગયો છે. આ અતિ સુંદર રૂપ, આ અનન્ત યૌવન વિષ છે—એ જાણીને પણ તેને હું પીઉં છું. આ સુંદર શરીરને પણ હું જાણું છું કે એ મારૂં નથી, તો ઉમંગ અને હર્ષથી તેને—એક હૃદયહીન પત્થરની મૂર્તિને—આલિંગન કરૂં છું—બાથ ભરીને ભેટું છું.

સત્યવતી—મહારાજ, મારી નિન્દા કરો છો ! તમારી પુરૂષ જાતિ બહુ જ નિર્દય અને મમતાહીન હોય છે ! તમે વખતે બીજી કોઇ સુંદર સ્ત્રી જુઓ છો તો અન્ધ લાલસાને વશ થઇને તેની પાછળ દોડી જાઓ છો—તેને તેની માતાની ગોદમાંથી છીનવી લઇ આવો છો અને તેમાં એવી આશા રાખો છો કે જેના ઉપર તમે કામવશ થઇને કુત્સિત નજર નાંખો છો તે તમારા ઉપર પ્રેમ કરશે—તમે પુરૂષ લોકો એવા તો સુન્દર, એવા ગુણવાન, અને એવા કલ્યાણ રૂપ છો !—જાણે સ્ત્રી જાતિને હૃદય, ઇચ્છા અગર સ્વાધીનપ્રવૃતિ જેવું કાંઇ જ નથી ! જાણે કે સ્ત્રીઓ તો તમારા લોકોની ખરીદ કરેલી દાસી જ છે ! તે જાણે તમારી રમણી ( રમણ કરવાની વસ્તુ ) કામિની ( કામ ભોગનું સાધન ) છે ! તમે જાણે ભર્તા ( ભરણ પોષણ કરનાર ) છો અને તેના બદલામાં સ્ત્રી કેવળ તમારી 'ભાર્યા' ( ભરણ પોષણ કરવા યોગ્ય ) છે ! ઐશ્વર્યના બળથી તમે કેવળ મારા શરીરની જ ખરીદી કરી છે, પરંતુ હૃદયને તો ખરીદ્યું નથી ! તેના ઉપર તમારૂં કાંઇ આધિપત્ય નથી.

શાન્તનુ—હું જાણતો હતો કે પતિ-પત્નીનો સંબંધ પૂર્વજન્મસિદ્ધ છે. એ કોઇનો બનાવ્યો બનતો નથી. એ શાસ્ત્રની વાત છે.

સત્યવતી—ત્યારે શું મહારાજ, આપે પૂર્વજન્મથી જ એક સોથી અધિક સ્ત્રીઓ આપનાં ચરણોમાં બાંધી રાખી છે? અને મહારાજ, આ જન્મના પાપના કારણથી કદાચ બીજા જન્મમાં આપ પશુયોનિમાં અવતરો તોપણ આપને શું સેંકડો સ્ત્રીઓ થાય ? અને વૃક્ષનો અવતાર આવે તોપણ ?—નહીં; નહીં મહારાજ ! એ તો નિશ્ચય માનજો કે વિધાતાએ જન્મ જન્માન્તરને માટે એક જ પુરૂષની ખરીદેલી દાસી બનાવી રાખવા માટે સ્ત્રી

જાતિને બાંધી રાખી નથી—આપ શાસ્ત્રની આજ્ઞા બતાવો છો ? પરંતુ શાસ્ત્ર કોનું બનાવેલું છે ? મહારાજ ! પુરૂષોએ પોતાના સુખ, સ્વચ્છન્તા અને સરળતાને માટે જ શાસ્ત્રોની રચના કરી છે. જો શાસ્ત્રકાર સ્ત્રીઓ હોત તો શાસ્ત્રોનું વિધાન જુદી જ રીતનું થાત. ખરીદ કરેલા આ શરીરને લઈને ભલે સંતુષ્ટ થાઓ. હૃદય તમને મળ્યું નથી અને કદી મળવાનું પણ નથી.

શાન્તનુ—પ્રિયે, હું તે જાણું છું. વિમુખ ઓષ્ઠોની ચેષ્ટામાં, તારા ઠંડી દૃષ્ટિપાતમાં અને તારા નિર્જીવ અને શિથિલ આલિંગનમાં મને તેનો અનુભવ મળી ચુકયો છે. મને તેની બરાબર ખબર છે પરંતુ હવે લાચાર. મને જો તેની ખબર પહેલી હોત !

સત્યવતી—પરંતુ તમે એ જાણવાની ચેષ્ટા કદીએ કરી હતી ? પ્રભો ! ઉન્મત્ત અહંકાર અને અન્ય વાસનાએ તમને એવા તો વશ કરી દીધા હતા કે તમે કદી કોઇને પુછ્યું પણ નહીં કે હું કોણ છું ? મારા સ્વભાવમાં શો દોષ છે ? શી અને કેવી હીનતા છે ? અરે હું મારૂં હૃદય પ્રથમ બીજા કોઇને આપી ચુકી હતી કે નહી અગર બીજા કોઇની ઉપભોગસામગ્રી હું થઈ ચુકી હતી કે નહી ?—જેવું આ રૂપ તમારા જોવામાં આવ્યું કે તુરતજ—જોયું કે આ શરીરમાં યુવાનીના તરંગો અંગોઅંગમાં લહરી રહ્યા છે કે તે જ પળે બસ મનને પોતાના કાબૂમાંથી ખોઇ બેઠા ! ઉન્મત્ત અધીર, અન્ધ, કામના ગુલામ એવી વા તમારી પુરૂષની જાતિ છે ! ધિક્કાર—સેંકડો વાર ધિક્કાર છે એ જાતિને.

શાન્તનુ—સત્યવતી, સત્ય છે, તારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. જો કે તેમાં કટુતા છે પણ સત્યથી ઓતપ્રોત છે. પ્રિયતમે ! કાંઇ કહ્યું જાય તેમ નથી. રોગી માટેનું ઔષધ મીઠું તો ભાગ્યે જ હોય છે. ધનના બળથી રૂપની ખરીદી કરી શકાય છે પણ પ્રેમની ખરીદી થઇ શકતી નથી. અન્યાય તેં નહી પણ મેં કર્યો છે.

સત્યવતી—આટલા દિવસ પછી સમજાયું કે ?

શાન્તનુ—મારાથી ભૂલ થઈ ગઇ છે.

સત્યવતી—ત્યારે આ તેનું ફળ પણ ભોગવો છો. હું શું કરૂં ? મારાથી

કાંઇ અયોગ્ય કહેવાયું હોય તેનો દોષ મારે માથે મુકવો તે વૃથા છે.

શાન્તનુ—( પશ્ચાત્તાપના ભાવથી ) અને જો હું પહેલેથી જાણતો—

સત્યવતી—અને જાણતા હોત તો? અરે એથી વિશેષ દુઃખની વાત તો એ છે કે હજુ પણ તમે કાંઇ જાણતા નથી.

શાન્તનુ—જાણું છું.

સત્યવતી—કાંઈ પણ જાણતા નથી. આપ એટલું જ જાણો છો કે હું ધીવરની કન્યા છું, અપૂર્વ સુંદરી અને અનંતયૌવના છું ઋષિના વરદાનથી વિદુષી છું. એટલું જ જાણો છો કે આપનાથી મારે બે પુત્રો પયદા થયા છે. મારા, પહેલાના અંધકારમય ઇતિહાસને આપ શું જાણો! જો એ વાતને આપ જાણત તો આગથી તપાવેલા લોહના ગોળાપર મુકેલા પત્તાની તરાહ સૂકાઈ સૂકાઇને કાળા પડી મરી જાત.

શાન્તનુ—એ શું પ્રિયે! એવો તારો પહેલાનો ઇતિહાસ શો છે?

સત્યવતી—એને જાણીને તમે શું કરશો?—અરે એને જાણવાની કદી ઇચ્છા પણ કરવી નહીં!—અને જે હવે થોડું ઘણું જીવન બાકી છે તેને અંધકારમાં જ વ્યતીત કરો. હવે આપ વૃદ્ધ થયા છો. જાણવામાં કાંઈ સાર નથી.

શાન્તનુ—જે થવાનું હોય તે થાય; હું તો તે જાણવાની ઇચ્છા રાખું છું.

સત્યવતી—ના, ના; હું કહી શકતી નથી: અને જો એ વાત આપની સામે હું કદી કહેવા ઇચ્છું છું તો મહારાજ! મારી જીભ ઉપડતી નથી. કદાચ જીભ ઉપડે છે તો ભયથી શુષ્ક થયેલા ઓષ્ઠ જલદીથી મુખ બંધ કરી દે છે. આંખોની આગળ અંધકાર છવાઇ જાય છે—જગત્‌માં એક આર્તનાદ સીવાય બીજું કાંઇ સંભળાતું નથી. મહારાજ! માની જાઓ. એ વિષેના શબ્દો મારા મુખમાંથી નિકળતાં જ પિતૃકુળ આર્તનાદ કરી ઉઠશે અને માતૃકુળ એક સાથે કંપી ઉઠશે.

( વેગથી જતી રહે છે. )

શાન્તનુ—એ અંધકારમય ઇતિહાસ શો છે? ઇસારો ગૂઢ છે—તેના કરતાં તો સીધી ભાષામાં કહી દેવું એજ ઠીક છે. કેવી ભયંકર

સ્નેહહીન સુંદરી છે! સંસારમાં એક પળમાં જ પ્રલય મચાવી શકે છે.

[ ચિત્રાંગદ અને વિચિત્રવીર્યનો પ્રવેશ. ]

બંને—પિતાજી-પિતાજી આજ—

શાન્તનુ—જાઓ, ગરબડ ન કરો. ( બંને જતા રહે છે. )

શાન્તનુ—એ કોણ છે!–એ શું મારાં સંતાનો છે?–આ શું, સંસાર ભરમાં આ ઘોર અંધકાર પથરાય છે?

શાન્તનુ—કોણ? માધવ!

માધવ—હા, હું છું મહારાજ.

શાન્તનુ—આવો મિત્ર! માધવ! તેં સત્ય કહ્યું હતું–બરાબર સત્ય વાત કરી હતી.

માધવ—કઇ વાત મહારાજ?

શાન્તનુ—કહીશ નહીં. બતાવીશ નહી. તે કહી દઉં તો, તું બહુ જ ડાહ્યો બનીને એમ કહીશ કે "મેં તો કહ્યું હતું ને." ઉપદેશ તીખો છે, પરંતુ આજે "મેં તો કહ્યું હતું" એ વળી વધારે તીખું છે. મિત્ર! મારા બધા અપરાધ ક્ષમા કર. આવ હું તને ભેટું. ( ભેટે છે. )

માધવ—આમાં મને તો કાંઇ સમજાતું નથી.

શાન્તનુ—તેની જરૂર પણ નથી.

માધવ—મહારાજ, આજે આપ સુસ્થ છો?

શાન્તનુ—સુસ્થ?–ખૂબ સારી રીતે!

માધવ—આપને તો જવર આવે છે. વૈદ્યને બોલાવું.

શાન્તનુ—મિત્ર, ત્રિલોકીમાં એવો કોઇ વૈદ્ય નથી કે જે આ રોગની દવા કરી શકે. જવર, વાયુ, વિસૂચિકા, ભયંકર યક્ષ્મા, આદિ અનેક રોગો છે, કે જે મૃત્યુની એક સેનાની પેરે મનુષ્યના સ્વાસ્થ્યરૂપી કિલ્લાને ઘેરીને ઉભા છે. અરે એ ઉપરાંત બીજા અનેક વ્યાધિઓ એવા છે કે જેનું નામ પણ આયુર્વેદમાં નથી. અને છતાં જેઓ જીવનના તત્વને ગુપ્ત સ્વરૂપમાં જીર્ણ કરે છે, મનુષ્યના મસ્તકમાં મોટી રેખાઓ અને કરચલીઓ પાડી દે છે, આંખોમાં ઊંડા ખાડા પાડી દે છે. એ બધી વાતોને જવા દે.–સાંભળ! માધવ–તું કેવળ મિત્ર જ નથી પણ—

માધવ—હું તો વિદુષક છું.

શાન્તનુ—તો પછી જેટલો બને તેટલો વ્યંગ કર, કુવચન કહે. હું નીચું મસ્તક નમાવી સહન કરી લઇશ. માધવ ! હવે હું એક પ્રકારનો વિનય કરૂં છું. મારા મૃત્યુ બાદ આ બે બાળકોની દેખરેખ તારે રાખવી. ન., કાંઇ પણ કહેવું નહીં ! બીજું સાંભળ—દેવવ્રતને મારી પ.સે મોકલ. કાંઇ નહીં મિત્ર ! તારે કાંઇ કહેવાનું નથી. જે કહેવું હોય તે ફરી કોઇ દિવસે કહેજે. આ સમયે મારી અવસ્થ. સાંભળવા યોગ્ય નથી.—જાઓ મિત્ર !

( માધવનું પ્રસ્થાન. )

શાન્તનુ—પોતાના પુત્રને સંન્યાસી બનાવી—પોતે વિષયભોગ કરવો—અરે કેવી નિંદ્ય વાત છે ' એવો અત્યાચાર, સ્વેચ્છાચાર શું પ્રકૃતિ સહન કરી શકશે ' એ વિશૃંખલા—નિયમનો વ્યતિક્રમ હવે મટી ગયો. પ્રકૃતિએ પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું.

[ શાલ્વનો પ્રવેશ. ]

શાન્તનુ—સૌભનરેશ છે કે ?

શાલ્વ—મહારાજ—

શાન્તનુ—કાંઇ પણ કહો નહીં—અને—અને સૌભનરેશ ! તમે સ્વસ્થ છો ?

શાલ્વ—હું ? હું સુસ્થ છું.

શાન્તનુ—સૌભરાજ ! તમે જ; પ્રસન્ન છો ને ?

શાલ્વ—પ્રસન્ન છું !

શાન્તનુ—તમારો અતિથિસત્કાર યથોચિત રૂપે થયો ને '

શાલ્વ—હાજી, સર્વ બરાબર રીતે.

શાન્તનુ—સૌભરાજ, તેનો બદલે તમે બહુ આપ્યો ! તેના બદલામાં હું એક ભિક્ષા તમારી પ.સેથી માંગુ છું.

શાલ્વ—શી શાન્તનુ ?

શાન્તનુ—મારી સામેથી દૂર થઇ જાઓ. હવે અહીં આવવું નહીં. બસ, જાઓ શાલ્વ ! (શાલ્વનું પ્રસ્થાન )

શાન્તનુ—દુઃખ થયું નથી. ઠીક થયું. આ તો ભોગલાલસાનો મને દંડ મળ્યો છે, સંતાનને સુખથી વંચિત કરીને—ના, ના, કાંઇ જ દુઃખ નથી—ઈશ્વર ! ન્યાય જ છે. તમારો નિયમ બહુ જ સત્ય છે. પિતાનું કર્તવ્ય છે કે પુત્રના કલ્યાણની કામનામાં પોતાના સુખનો ખ્યાલ ન કરવો. પરંતુ મેં તો સંતાનના સુખ—(અવાજ

નીકળતો નથી, કંઠ રૂંધાય છે) ના, ના, મને કાંઇ દુ:ખ થતું નથી.

[ ભીષ્મનો પ્રવેશ અને તેણે પ્રણામ કરવા. ]

શાન્તનુ—દેવવ્રત, આવી પહોંચ્યો ?

ભીષ્મ—આવી ગયો પિતાજી, તબીઅત કેવી છે ?

શાન્તનુ—દેવવ્રત, વાત તો બરાબર છે. પુત્ર આજે હું તારી પાસેથી એક વસ્તુ માંગી લઉં છું. એ વસ્તુ તું મને આપીશ ?

ભીષ્મ—આપ આ શું કહો છો ? પિતાની આજ્ઞા થાય તો હું મારો પ્રાણ પણ આપી દેવા તૈયાર છું.

શાન્તનુ—મારા વહાલા કુમાર હું એ સારી રીતે જાણું છું. વારૂ ત્યારે સાંભળ–મારા પ્રાણથી અધિક પ્યારા પુત્ર, મૃત્યુ અગાઉ હું તને એવો અનુરોધ કરી જઉં છું કે તારે વિવાહ કરવો–અવશ્ય કરવો. મારો માત્ર એટલો જ અનુરોધ છે. મારે લીધે તારો આ લોક તો બગડયો છે પરંતુ પરલોકને બગાડીશ નહીં.–દેવવ્રત, ચુપ, હું આ બાબતનો પ્રતિવાદ જરા પણ સાંભળવા ચાહતો નથી. વિવાહ અવશ્ય કરવો જ—અને—બેટા શું કહું ? મૃત્યુ બાદ મને ક્ષમા આપવી !

ભીષ્મ—પિતાજી, આપ આ શું કહી રહ્યા છો ?

શાન્તનુ—ના, ના, હું જરાય પ્રતિવાદ થવા દેવા માગતો નથી. મારૂં હૃદય કટકા થઇ જાય છે—અરે ચૂર્ણ થઇ જાય છે. બેટા દેવવ્રત–મારા પ્રાણાધિક–બીજી એક વાત છે–બેટા જયાં સુધી બની શકે ત્યાં સુધી દયાના ભાવથી મારો વિચાર કરવો.–જાઓ હવે હું સુઇ જાઉં છું. દ્વાર બંધ કરજે.

( નિર્બળ અવાજ કરી સુઇ જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—હસ્તિનાપુરના રાજમહેલ પાસેના એક ઘરનું આંગણું.**

**સમય—પ્રાત:કાળ.**

( ધીવરરાજ અને તેમનો મંત્રી. )

ધીવર૦—લો આ જમાતનું ઘર આવ્યું પણ અહીં તો કોઇ ખરખબરે પુછતું નથી ?–કેમ મંત્રી, કોઇ ખબર પુછે છે ?

મંત્રી—કયાં પુછે છે ?

ધીવર૦—તો પણ હું એક રાજા છું.
મંત્રી—પણ આ રાજભવનનો કોઇ આદમી એ વાતને જાણે માનતો જ નથી.
ધીવર૦—માનવું જ પડશે. વળી મારો ભાણેજ તો આ પછી આ રાજયનો રાજા થશે. થશેને મંત્ર ?
મંત્રી—એ તો થશે જ.
ધીવર૦—પરંતુ એ વાતનો કોઇ ખ્યાલ કરતું નથી.
મંત્રી—ક્યાં ખ્યાલ કરે છે ?
ધીવર૦—જાણે એ વાતને લોકો ઉડાવી દેવા માંગે છે ?
મંત્રી—એવું જ જણાય છે.
ધીવર૦—પરંતુ એમ કાંઈ ઉડી જવાની નથી. હું એનો દાવો કરીશ.
મંત્રી—જયારે માનશે ત્યારેને.
ધીવર૦—માનશે નહી ? હું મહારાજનો સાસરો છું. એ વાત નહીં માને ?
મંત્રી—ક્યાં માને છે ?
ધીવર૦—નહીં માને ?
મંત્રી—જરાય નહીં.
ધીવર૦—કેમ ? આ તો બહુ જ સીધી વાત છે. મહારાજે મારી છોડીની સાથે લગ્ન કર્યાં છે—એ નાતાથી આદમી સાસરો ન થાય તો શું થાય ? આ તો સીધી સીધી વાત છે.
મંત્રી—બહુ જ સીધી વાત છે.
ધીવર૦—પરંતુ એ સમજવામાં એ લોકોને આટલો સમય લાગે છે !
મંત્રી—મહારાજ ! બહુજ સમય લાગે છે.
ધીવર૦—હું ! ( મૂછો ઉપર તાવ દઇને ) પરંતુ કેવો ઠાઠ કર્યો છે મંત્રી—ચહેરાને બરાબર ભલા આદમીના ચહેરા જેવો બનાવી દીધો છે—કેમ ?

[ નોકરની સાથે વિચિત્રવીર્યનો પ્રવેશ. ]

ધીવર૦—આ લો. આ મારો ભાણેજ આવ્યો. આવ ભાઇ.
વિચિત્ર૦—( નોકરને ) આ કોણ છે ?
નોકર—આ એક જંગલી ગમાર છે.
ધીવર—( ક્રોધથી ) શું—‘ જંગલી ’ ?
નોકર—ચાલો રાજકુમાર ! ( નોકર સાથે વિચિત્રવીર્યનું પ્રસ્થાન )
ધીવર૦—( આશ્ચર્યથી ) એ ! ઓળખ્યો ! મંત્રી ! ઠીક ઓળખ્યો. આટલો ઠાઠ કરેલો બધો વૃથા.

મંત્રી—રાજાસાહેબ, અહીં કાંઈ ખેરિયત જણાતી નથી.
ધીવર૦—શું, નથી જણાતી?
મંત્રી—ખસી જાઓ, રાજાસાહેબ! પહેલેથી જ ખસી જાઓ.
ધીવર૦—એં! એં! ખસી જાઉં? ખસી કેમ જાઉં?
મંત્રી—નહીં તો ગર્દનથી પકડીને કાઢી મુકશે.
ધીવર૦—હેં! હેં! આ તે શું કહો છો! મંત્રી! ગર્દન પકડીને?
મંત્રી—જે કોઈના કહ્યા વગર જમાઇને ત્યાં આવી રીતે નાસી આવે છે તેની ખાતર બરદાસ જમાઇને ત્યાં આવી જ રીતે થાય છે, રાજાસાહેબ!
ધીવર૦—એની આવી જ ખાતર થાય છે?
મંત્રી—હું તો કાંઇ એવું જ જોતો આવું છું.
ધીવર૦—એવું જુઓ છો?
મંત્રી—આ તો રંગઢંગ કાંઇ સારા લાગતા નથી. રાજાસાહેબ! ખસી જાઓ.
ધીવર૦—હું ખસી જવાનો નથી. હું રાજાનો સાસરો છું. મને ઉતારો આપવાને એ લોકો બંધાયેલા છે.
મંત્રી—ઉતારો તો એ લોકોએ આપ્યો છે—આ તબેલામાં!
ધીવર૦—શું તબેલામાં! શું કહ્યું મંત્રી? આ તબેલો છે?
મંત્રી—હાજી, આ તબેલો છે!
ધીવર૦—મંત્રી, તમારા સાંભળવામાં ભૂલ થઈ છે. હું રાજા છું. વળી રાજાનો સાસરો છું. મારે રહેવાને માટે—[ નોકરની સાથે મંત્રી—તબેલો છે. ચિત્રાંગદનો પ્રવેશ ]
ધીવર૦—લો, આ મારો મોટો ભાણેજ આવ્યો.
નોકર—તમારો ભાણેજ!
મંત્રી—હા, કહે છે કે આ મહારાજ શાન્તનુના મોટા રાજકુમાર છે.
નોકર—વારૂ, પણ તેથી શું થયું?
ધીવર૦—તો પછી એ કે તે મારો ભાણેજ થયો.
નોકર—તમારો ભાણેજ—હા! હા! હા! હા!
ધીવર૦—હસો છો કેમ?—મંત્રી!
મંત્રી—જી રાજાસાહેબ! એ તો મારી સમજમાં કાંઈ આવતું નથી! તમારા લોકોનો રાજા કોણ છે?
ધીવર૦—હા? રાજા કોણ છે?

નોકર—મહારાજ શાન્તનુ.

ધીવર૦—હું તેમનો સસરો છું. ( નોકર ફરી જોરથી હસે છે. )

ચિત્રાંગદ—( નોકરને ) આ કોણ છે?

નોકર—કોઇ ગાંડો છે.

ચિત્રાંગદ—રાજભવનમાં ગાંડા આદમીની શી જરૂર છે? કાઢી મુક.

ધીવર૦—શું? કાઢી મુકશો? કેમ?

ચિત્રાંગદ—( નોકરોને ) કાઢી મુકો. ( કેટલાક નોકરોની સાથે જતા રહેવું )

ધીવર૦—કેમ!–મંત્રી!

નોકર—બહાર જાઓ.

ધીવર૦—કયાં જાઉં?–હું મહારાજનો સાસરો છું. રાજા કયાં છે?

નોકર—બહાર જાઓ. નહીં તો ગર્દન પકડીને બહાર કાઢીશું.

ધીવર૦—શું?–હું રાજાનો સાસરો છું. મારી ગરદન? ( કમાન ઉપર તીર ચઢાવી ) લડીશ–લડીશ.

નોકર—આરે!–( તરવાર ખેંચે છે. )

ધીવર૦—ઓ બાપરે! ( પાછો હઠે છે. )

નોકર—બહાર જાઓ! ( ગર્દન ઉપર હાથ નાંખે છે. )

ધીવર૦—વારૂ જાઉં છું.

[ માધવનો પ્રવેશ ]

માધવ—એ! એ! શું કરે છે! શું કરે છે!

નોકર—બહાર કાઢું છું.

માધવ—કેમ?

નોકર—રાજકુમારનો હુકમ છે.

માધવ—ના, ના, શું કરે છે.–આ તો મહારાજના સાસરા છે.

નોકર—હેં!–હું તો સમજયો કે કોઇ ગાંડો છે.

માધવ—ગાંડો હોવાથી શું સાસરો થવાતું નથી! આવો મહાશય! કાંઇ ખોટું લગાડશો નહીં.

ધીવર૦—શું કાંઈ ખોટું લગાડું નહી? બહુ જ લગાડીશ, મારૂં અપમાન? હું લડીશ. તમે જાણતા નથી? હું રાજા છું!–મંત્રી!

મંત્રી—રાજાસાહેબ, જરા શાંતિ પકડો–શાંત થાઓ!

ધીવર૦—શાંતિ પકડું! શાંત થાઉં!

( મંત્રી ઇસારત કરે છે. )

ધીવર૦—વારૂ, હવે ક્ષમા કરૂં છું !–હવે બતાવો કે રાજા ક્યાં છે?
માધવ—એ તો બહુ જ માંદા છે. કોઇની મુલાકાત લે તેવી સ્થિતિમાં નથી.
ધીવર૦—પરંતુ એટલાથી મારે રહેવા માટે ઘોડાના તબેલામાં ઉતારો મળવો જોઇએ ?–ખબર નથી કે હું રાજાનો સાસરો છું !
માધવ—ભૂલ થઈ! આપના ઉતારાને માટે સારી જગો હું બતાવું છું. આવો.
ધીવર૦—ક્યાં ?
માધવ—દિવાનાશાળામાં.
ધીવર૦—દિવાનાશાળા કેવી !
માધવ—જુઓ, આપ અને રાજાનો નવો શિકારનો ઘોડો એક સાથે રાજમહેલના દ્વાર પર આવ્યા હતા. મેં એવો હુકમ આપ્યો હતો કે આપને દિવાનાશાળામાં અને ઘોડાને તબેલામાં રાખો. પરંતુ માણસોએ ભૂલથી આપને તબેલામાં અને ઘોડાને દિવાનાશાળામાં મુકયો.–સિપાઇ ! આમને દિવાનાશાળામાં પહોંચાડો.
ધીવર૦—શું મને ?
માધવ—( સીપાઇ ) લઇ જાઓ. ( પ્રસ્થાન )
મંત્રી—રાજાસાહેબ ચાલો, કાંઇ બોલશો જ નહીં.
ધીવર૦—કેમ ?
મંત્રી—રંગઢંગ કંઈ બરાબર જણાતા નથી.
ધીવર૦—બરાબર જણાતા નથી ?

[ ધીવરરાજની રાણીનો પ્રવેશ ]

ધી૦ રાણી—આ લો, અહીંજ આવી ગયો.
ધીવર૦—ઓ બાપરે! ( કમ્પે છે )
ધી૦ રાણી—અરે કાળા મોઢાના; અહીં આવ્યો છે કે? આ તો મેં ધાર્યું તું એમજ થયું । ચાલ, ઘેર હેંડ.
ધીવર૦—હું નહીં જઉં, શા માટે જઉં ?–મંત્રી !
મંત્રી—રાજાસાહેબ ! ઘેર ચાલો. કાંઇ બોલશો નહી, અહીંની આતર બરદાસના ઢંગ તો આપે જોઈ લીધાને ?
ધીવર૦—એ ગમે તેવા હોય; હું ઘેર જવાનો નથી.
ધી૦ રાણી—નહી આવે ? ( કાના પકડે છે )
ધીવર૦—ના, ના, આવું છું.
ધી૦ રાણી—ચાલ ત્યારે. ( પ્રસ્થાન )

## પ્રવેશ ૩ જો.

સ્થળ—હસ્તિનાપુરના અન્તઃપુરનો એક ભાગ.
સમય—રાત્રી.

( ભીષ્મ કાંઇક વિચાર કરે છે )

ભીષ્મ—અહીં કેટલાક દિવસોથી પૃથ્વીપર તથા આકાશમાં અનેક અમંગળના ચિન્હો દેખાય છે. અવશ્ય એ કાંઇક અકલ્યાણનું આગમન સૂચવે છે. અગ્નિખુણામાં દરરોજ ધુમકેતુ જણાય છે. દિવસે બે પહોર થતાં શિયાળોના રૂદનનો અવાજ સંભળાય છે, ઘરોના છાપરાઓ ઉપર કા કા શબ્દ થાય છે. વળી કેટલાક દિવસોથી મહારાજની સ્થિતિ બહુ જ ખરાબ થઇ છે. એ રોગશય્યા ઉપર પડયા પડયા પીડાય છે. શું થશે એની કાંઇ ખબર પડતી નથી. હે જગદીશ, પિતાજીને બચાવજે અને તેમને બદલે મારા પ્રાણ લેજે.

( ચિત્રાંગદ અને વિચિત્રવીર્યનો પ્રવેશ. )

ચિત્રાંગદ—મોટાભાઇ ક્યાં છે ?

વિચિત્ર૦—અહીંઆ જ હતા.

ચિત્રાં૦—એમ જણાય છે કે તે પિતાજીની પાસે હશે. એ તો આઠે પહોર પિતાજીની પાસે જ બેસી રહે છે.

વિચિત્ર૦—કદી કદી તે એમ જ ચાલ્યા આવે છે.

ચિત્રાં૦—કેટલાક દિવસથી તે બહુજ ચિન્તાતુર જણાય છે.

વિચિત્ર૦—આજકાલ આપણાથી પણ એ બહુ પ્રેમની વાતો કરતા નથી.

ચિત્રાં૦—એમને ફુરસદ ક્યાં છે !

વિચિત્ર૦—તમે મોટા ભાઇ ઉપર પ્રેમ રાખો છો ?

ચિત્રાં૦—હા રાખુ છું.

વિચિત્ર૦—ખૂબ ?

ચિત્રાં૦—ખૂબ.

વિચિત્ર૦—મારી પેઠે.

ચિત્રાં૦—એથી પણ વધારે.

વિચિત્ર૦—હિશ ! એમ બનેજ નહીં.

ચિત્રાં૦—ચાલો જોઇએ, એ ક્યાં ગયા છે !

( પ્રસ્થાન )

( ચિન્તામગ્ન થયેલી સત્યવતીનો પ્રવેશ. )

સત્યવતી—બહુજ સારો વર આપ્યો ઋષિવર ! અનન્તયૌવન બુઢ્ઢાપાની ગૌશાળામાં મરણ પર્યન્ત બંધાઇ રહેશે. અરે. પણ મહર્ષિ, તમે તેમાં શું કરો ? હું વિલાસની લાલસામાં મૂઢ થઇ ગઇ હતી. મેં તો એ જ વર માંગ્યો હતો. મારૂં એમ સમજવું હતું કે અનન્ત યુવાની એટલે સાથે અનન્ત સંભોગ પણ ખરો. આ વર તો—મૃગતૃષ્ણાની પેઠે સંભોગની વાસનાને ઉત્તેજિત કરે છે, પરન્તુ તેને કદી તૃપ્ત કરતો નથી; એ તો વિધાતાના લેખની પેઠે જ મારા કપાળમાં લખી ગયા છે અને મને દાસી બનાવી લીધી છે, રોગનાં જંતુઓની પેઠે એ અનન્તયૌવન મારા લોહીમાં મળી જઈ નસે નસમાં વ્યાપ્ત થઇ ગયું છે. ઋષિવર ! આ તમે શું કર્યું ? આપનો વર પાછો લઇ લો અને મને સ્વતંત્ર અને સ્વાધીન બનાવો.

( માધવનો પ્રવેશ. )

માધવ—રાણી, એમ જ થાઓ. આ જ પળથી તું સ્વતંત્ર, સ્વાધીન થઇ છે. અનન્તયુવાનીનો જરાપણ પ્રતિબંધ વિના ઉપભોગ કર. મહારાજનો સ્વર્ગવાસ થયો છે.

સત્ય૦—આ શું ! મહારાજનો સ્વર્ગવાસ થયો !

માધવ—હા, હવે અનન્તયૌવનનો ભોગ ખુશીથી કર—બધી આફત મટી ગઇ—હવે શાનો શોચ કરે છે ? ઓ પતિની હત્યા કરનારી !

સત્ય૦—હું ?

માધવ—હા, હા, તું.

સત્ય૦—શું મેં મારા પતિની હત્યા કરી છે ?

માધવ—પોતાના હાથે કોઇના પેટમાં છરી ભોંકી દેવાને અથવા તો કોઇ ભોળા મનુષ્યને વિષથી મિશ્ર કરેલી મદિરા પીવડાવી દેવાને હત્યા કહેવામાં આવતી નથી. મમતાહીન વ્યવહાર કરવાથી મર્મસ્થળ ઉપર છરીથી પણ વિશેષ ચોટ પહોંચે છે.—સર્પથી પણ એવા વ્યવહારનો ડંસ બહુ વધારે ભયંકર હોય છે. ઓ પાપિની ! તેં તારા હેય સ્વેચ્છાચાર અને પોતાના વ્યભિચારથી પતિની હત્યા કરી છે.

સત્ય૦—અરે ઓ ઘરડા વિદુષક ! તું આ શું અગડમ બગડમ બકી

રહ્યો છું? તું વૃદ્ધ છે, હું હસ્તિનાપુરની રાણી છું. તને ક્ષમા કરૂં છું. જા.

માધવ—અરે પિશાચિની–કુલટા!

( પ્રસ્થાન )

સત્ય૦—ઓહો! આટલું બધું?–અરે ઓ ઘરડા વિદુષક, તારા આ અહંકારને હું દૂર કરીશ–તારી આ આકડાઇને મટાડી દઇશ "પિશાચિની કુલટા!"–અરે પણ એમાં આક્ષેપ શાનો છે? ખરી વાત એ જ છે? એ દોષ મારો છે શું?–સ્વાર્થાન્ધ પુરૂષ માથા ઉપર ધોળા વાળ આવ્યાં છતાં ગાલો ઉપરના માંસના લોચા લટકી પડવા છતાં, દાંત પડી જવા છતાં અને જુવાની જતી રહ્યા છતાં પણ વ્યગ્ર આલિંગન અને અનુરાગપૂર્ણ ઉષ્ણ ચુમ્બનને ઇચ્છે છે તો તેમાં મારો દોષ શો?–હશે! મહારાજનું મૃત્યુ થઇ ગયું છે! હવે હું પરાધીન નથી–આજે હું ચાહુ તે કરી શકું છું–સ્વેચ્છાધીન છું–અરે મને કેવો ઉલ્લાસ આવે છે!–હા, હું બદલો લેવાની–સંભોગ કરીશ; હવે સંકોચ શાનો? મને નાનપણમાં વર મળ્યો છે; હું ધીવરની બેટી છું–અનન્તયૌવના છું.

( શાલ્વનો પ્રવેશ )

શાલ્વ—રાણી?

સત્ય૦—(ચોંકીને) સૌભનરેશ.

શાલ્વ—મહારાજનું મૃત્યુ થઇ ગયું.

સત્ય૦—હા, સાંભળ્યું છે!

શાલ્વ—આજથી–

સત્ય૦—હા, તે શું કહો છો?

શાલ્વ—આજથી મહારાણી સ્વતંત્ર–સ્વાધીન છે!

સત્ય૦—રાજાસાહેબ! એ હું જાણું છું.

શાલ્વ—તો પછી–( આગળ આવે છે )

સત્ય૦— સબૂર કર, લંપટ, હું હસ્તિનાપુરની મહારાણી છું.

શાલ્વ—મહારાણી! હવે આવા ઢોંગની શી જરૂર છે? હું હસ્તિનાપુરના શીશ મહેલમાં અતિથિરૂપે એક મહિનાથી વધારે સમય થયાં રહ્યો છું. તું જાણે છે કે હું તારા રૂપના દ્વાર આગળ એક ભિક્ષુક થયો છું–આજે તું પ્રાપ્ય નથી શું છે!

સત્ય૦—વિચાર કરવાને માટે સમયની જરૂર છે.
શાલ્વ—વિચાર કરવાનો સમય વ્યતીત થઇ ગયો છે.
સત્ય૦—( જરા અચકાઇને ) ઋષિવર, તમે આ શ્રાપ રૂપ વર શા માટે આપ્યો હતો ?—ના, ના, શાલ્વનરેશ, ચાલ્યા જાઓ તમે તમારા રાજ્યમાં પાછો ફરો.
શાલ્વ—હવે આ સંકોચ શાથી; આવો— ( આગળ વધે છે. )
સત્ય૦—સાવધાન! આ સળગતી લાલસાની આગમાં વધુ ઘી હોમશો નહીં—આ જ્વાલામુખી પર્વત છે! જાઓ, ચાલ્યા જાઓ. આ હૃદયમાં સાંકળથી બાંધેલા કામકેસરીને કુપિત કરશો નહીં.
શાલ્વ—કેમ— ( હાથ પકડે છે. )
સત્ય૦—ચાલ્યા જાઓ—આ તમારા કામ-સ્પર્શથી મારા આખા શરીરમાં રોમાંચ ખડાં થયાં છે.—ચાલ્યા જાઓ ( હાથ છોડાવે છે )
શાલ્વ—આ તે કેવી મૂર્તિ! ( પાછો હઠી જાય છે. )
સત્ય૦—ના, ના, પ્રિયતમ હવે હું ડુબી રહી છું તેજ જળમાં ડુબીશ. આગ અને પવનનો સમાગમ થઇ ગયો છે—આ મારૂં જીવન હવે છિન્નભિન્ન ભલે થઇ જાય. આ શૂન્ય જીવનને પ્રલયનો અન્ધકાર ભલે આવીને ઢાંકી લે. એ અન્ધકાર, આજે મહાશૂન્યમાં ફરતા અને પૃથ્વીના એ અભિશાપ પામેલા મનુષ્યોના આત્માઓને પ્રદીપ્ત કરશે!—આવો પ્રિયતમ! ( હાથ પકડે છે.)

[ ભીષ્મનો પ્રવેશ ]

ભીષ્મ—સબૂર નારી!—અરે આ કેવી ઘૃણા! કેવું ભયંકર! કેવું બીભત્સ! આવું પણ વિશ્વમાં ચાલે છે?—હે કરૂણાના સાગર! આવી પણ તમારી સૃષ્ટિ છે? જેની સૃષ્ટિમાં શાંતિમય ચંદ્રમાની ચાંદની છે, આ હરિયાળી અને ફુલીફાલી પૃથ્વી છે, નક્ષત્રોથી અલંકૃત નીલવર્ણનું આકાશ છે, સ્વચ્છ લહેરોવાળી નદીઓ છે, પક્ષીઓનું સુમધુર સંગીત છે, જેમાં આવાં સુગંધી પુષ્પો છે, જ્યાં આવો મન્દ અને શીતળ વાયુ ગમન કરે છે ત્યાં આવાં કામી મનુષ્યો પણ વસે છે!—અરે ઓ સ્નેહમયી રમણી! છેવટમાં આ પણ કાર્ય તારાથી બનવું સંભવિત છે? જેના હૃદયમાં બહેનની પ્રીતિ પોતાની છાયા ફેલાવે છે, કન્યાનો સ્નેહ સુગંધ ફેલાતો ફેલાતો ફાલે છે; જેના હૃદયમાં

ધીરે ધીરે વનિતાનુ પ્રેમાલિંગન લસલસી ઉઠે છે; જેની છાતીમાંથી માતાની સુસ્નિગ્ધ અમૃતધારા ઝરે છે; એના હૃદયમાં આવું પણ સંભવિત છે? જ્યાં સ્નેહની ગંગા વહન કરે છે, જ્યાં આત્મબલિદાન પોતાનો પ્રકાશ બતાવે છે ત્યાં આવું બનવાનો પણ સંભવ છે?–ઓ પાપિની! પિતાની લાશ હજુ તો પડી છે–તેનો અગ્નિસંસ્કાર–સત્કાર થયો નથી! પિતાના ગરમ શ્વાસથી મહેલનો વાયુ પણ હજુ ગરમ છે, પિતાનો આત્મા હજુ તને ઘેરી રહ્યો છે. નારી સાવધાન. પિતાની સ્મૃતિરૂપી અક્ષય તીર્થને અપવિત્ર કરીશ નહી–(શાલ્વને) અને મહારાજ! આજે એ મેશના ઢગલાને તમારા જ રક્તથી ધોઇશ, લંપટ! ચાલ તલવાર કાઢ (પોતાની તલવાર ખેંચે છે.)

સત્યવતી—દેવવ્રત !

ભીષ્મ—પાપિનિ, ચુપ રહે. આજે હું અંધ થઇ ગયો છું. મને પોતાને પણ ખબર નથી કે હું શું કરૂં છું. (શાલ્વને) તલવાર કાઢય; નહી તો આ મહેલમાંથી દૂર થઇ જા; ઓ લંપટ! વ્યભિચારી!

સત્ય૦—દેવવ્રત, સાંભળ તો ખરો, તું આજ્ઞા કરનાર છે કોણ?

ભીષ્મ—હું ભીષ્મ છું.

સત્ય૦—દેવવ્રત! આજ પળે આ મહેલ છોડી ચાલ્યો જા. હું હસ્તિનાપુરની મહારાણી આજ્ઞા કરૂં છું.

ભીષ્મ—ચાલ્યો જઇશ. પરંતુ એ પહેલાં આ કૂતરાને આ માર્ગેથી દૂર કરીને જઇશ. (શાલ્વને) તલવાર કાઢય.

શાલ્વ—હું જાઉં છું. (પ્રસ્થાન)

ભીષ્મ—જાઓ અને ફરી કદી હસ્તિનાપુરમાં જો પગ મુકયો તો જાણવું કે શાલ્વનું ધડ જ પાછું ફરશે રાણી! હું જાઉં છું.

(પ્રસ્થાન) (સત્યવતી પણ ક્રોધથી હોઠ દબાવી જાય છે.)

## પ્રવેશ ૪ થો.

**સ્થળ—ગાંધર્વરાજ ચિત્રાંગદનું પ્રમોદવન.**

**સમય—રાત્રી.**

(ગાંધર્વરાજ ચિત્રાંગદ તેનો મિત્ર ચિત્રસેન, અને બીજા મશ્કરાઓ બેઠેલા છે.)

ચિત્રસેન—મિત્ર! એમ સાંભળ્યું છે કે પ્રબળ પ્રતાપી હસ્તિનાપુરના મહારાજ શાન્તનુનો દેહાંત થયો છે. તેમની રાણી અપૂર્વ સુંદર રૂપવાળી અને અનંતયૌવના છે!

ચિત્રાં૦—અનંતયૌવના છે!

ચિત્ર૦—મિત્ર, તમે સાંભળ્યું નથી? એને મહર્ષિનો વર મળ્યો છે તેથી તે અનંતયૌવના થઇ છે.

ચિત્રાં૦—કયા ઋષિ!

ચિત્ર૦—મહર્ષિ પરાશર!

ચિત્રાં૦—સમ્રાટ્ શાન્તનુ મરણ પામ્યા? તેમને પુત્ર છે?

ચિત્ર૦—મોટો પુત્ર દેવવ્રત છે, જેને લોકો ભીષ્મ કહે છે. જગતમાં તે અજેય ગણાય છે. તેને કોઇ જીતી શકતું નથી.

ચિત્રાં૦—ભીષ્મને જગત્માં કોઇ જીતી શકતું નથી?

ચિત્ર૦—હા, એવું સાંભળ્યું છે! પરંતુ આ સમયે ભીષ્મ વનવાસી છે.

ચિત્રાં૦—કેમ વારૂ?

ચિત્ર૦—માલુમ નથી.

ચિત્રાં—તો આ સમયે હસ્તિનાપુરનું સિંહાસન ખાલી છે કે શું?

ચિત્ર૦—કોણ કહે છે કે સિંહાસન ખાલી છે? એ અનન્તયૌવના રાણીનો મોટો પુત્ર આજે હસ્તિનાપુરના રાજ્યનો માલિક છે.

ચિત્રાં૦—તેનું નામ શું છે?

ચિત્ર૦—તેનું નામ ચિત્રાંગદ છે.

ચિત્રાં૦—શું નામ કહ્યું?

ચિત્ર૦—ચિત્રાંગદ.

ચિત્રાં૦—ચિત્રસેન! મારૂં જે નામ છે તેજ ચિત્રાંગદ!

ચિત્ર૦—તો એમાં આશ્ચર્ય જેવું શું છે?

ચિત્રાં૦—મિત્ર તું શું ખરૂં કહે છે?

ચિત્ર૦—બરાબર કહું છું. એ જેવી રીતે મારૂં નામ ચિત્રસેન નક્કી છે એવી રીતે તેનું નામ ચિત્રાંગદ છે એ પણ નિશ્ચિત છે.

ચિત્રાં૦—એના ઉપર ચડાઇ કરો, આક્રમણ કરો-કોણ છે? સેનાપતિ!

[ સેનાપતિનો પ્રવેશ. ]

ચિત્રાં૦—સેનાપતિ! હસ્તિનાપુરના રાજાનું નામ પણ ચિત્રાંગદ છે. તેને પકડી લાવો.

ચિત્ર૦—શાથી વારૂ?

ચિત્રાં૦—હું જોઉં તો ખરો કે તેની સૂરત કેવી છે?

ચિત્ર૦—કેમ?

ચિત્રાં૦—મને એ કૌતુહલ જોવાનું મન થયું છે.

ચિત્ર૦—અરે તું તે દિવાનો થયો છે?

ચિત્રાં૦—શું કહ્યું?

ચિત્ર૦— કાંઇ દિવાનો થયો છે?

ચિત્રાં૦—બીજું કાંઇ?

ચિત્ર૦—બીજું કાંઇ શું?

ચિત્રાં૦—તેં મને શું નામ લઇને બોલાવ્યો?

ચિત્ર૦—ચિત્રાંગદ કહીને, કે જે તારૂં નામ છે.

ચિત્રાં૦—અરે ઉઠય, તને ભેટું. ( ઉઠે છે. )

ચિત્ર૦—( ચિત્રાંગદને ભેટીને ) આ કેમ?

ચિત્રાં૦—તેં મને યાદ કરાવી દીધું કે, મારૂં નામ ચિત્રાંગદ છે. બન્ધુ, સાંભળ, પૃથ્વીમંડળ ઉપર હું એકલોજ ચિત્રાંગદ છું. જો બીજો કોઇ એ નામ ધારણ કરે તો તે ચોરી કહેવાય. તેની સાથે મારે વિરોધ છે.-સેનાપતિ!

સેનાપતિ—મહારાજ!

ચિત્રાં૦—હસ્તિનાપુરનો રાજા મારો શત્રુ છે. યુદ્ધની તૈયારી કરો.

સેના૦—જેવી આપની આજ્ઞા. ( પ્રસ્થાન. )

ચિત્ર૦—ચિત્રાંગદ! મિત્ર તારૂં માથું ફરી ગયું છે! જેનું નામ ચિત્રાંગદ હોય તે બધા તારા શત્રુ છે?

ચિત્રાં૦—અલબત, એ એનું નામ કાઢી નાંખે-એટલે મારે એની સાથે કાંઈ વિરોધ નથી. એટલે એ મારો બન્ધુ થયો-પરમ મિત્ર થયો-આ સંસારમાં હું એકલો જ ચિત્રાંગદ છું.

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—વ્યાસનો આશ્રમ.

**સમય**—પ્રાતઃકાળ.

[ વ્યાસ અને ભીષ્મ ]

વ્યાસ—‘સુખ–સુખ’ કરતો કરતો મનુષ્યપ્રાણી માર્યો માર્યો ફરે છે, ભટકે છે. એ સુખ, ખાવા પીવામાં, સુઇ રહેવામાં, માનસ-ત્યાગમાં, મહામૂલ્ય વસ્ત્રોમાં અને બીજાં અનેક વ્યસનોમાં તે ખોળતો ફરે છે–તોપણ તેને એ સુખ મળતું નથી. પરંતુ એ સુખ બહુ જ સરળ અને અનાયાસે જ પ્રાપ્ય હોઇ પોતાના જ હાથમાં છે.

ભીષ્મ—એ કેવી રીતે?

વ્યાસ—સુખની વિધવિધ સામગ્રીઓ મારા ભાગ્યમાં નથી. પરંતુ મારી આવશ્યકતાઓ–જરૂરીઆતોને મારા હાથે જ ઓછી કરી શકું છું. આમદાની વધે નહી, પરંતુ ખર્ચ ઓછું કરી શકું છું. લાભ સુલભ નથી પરંતુ હાનિ સહજમાં થાય છે. ભીષ્મ, જો આ મારે પર્ણકુટિકા રહેવા માટે છે, મૃગછાલાનું આસન બેસવા માટે છે, વૃક્ષોનાં વલ્કલો પહેરવા માટે છે, ફળ મૂળ કંદ ભોજનને માટે છે અને પીવાને માટે નિર્મળ ઝરણાંનાં પાણી છે. ધન અને સુખની સામગ્રીઓથી હીન હોવા છતાં મને શાની કમીના છે? અકિંચન બ્રાહ્મણ હોવા છતાં પણ હું આ કુશની પર્ણકુટીમાં સમ્રાટ્ છું.

ભીષ્મ—મહર્ષિ, તમે સમાટ્ના પણ સમાટ્ છો. પર્ણકુટીમાં બેઠા બેઠા સમસ્ત ભારતના ઉપર શાસન ચલાવો છો. એથી જ હું આજે હસ્તિનાપુરનો વીર યુવરાજ, પરશુરામનો શિષ્ય ભીષ્મ તમારા જ્ઞાનના ભંડારના દ્વાર આગળ ભિક્ષુક થઇને ઉભો છું.

વ્યાસ—દેવવ્રત! શું તારી જ્ઞાનની પિપાસા હજુ મટી નહી?

ભીષ્મ—મહોદય! જ્ઞાનની પિપાસા શું કદીએ મટે છે?

વ્યાસ—દેવવ્રત! તેં વિષપાન કર્યું છે. ઔષધ કર.

ભીષ્મ—એ કેવી રીતે, ઋષિવર!

વ્યાસ—જ્ઞાનવિચાર કરવો એ ક્ષત્રિયનો ધર્મ નથી. યુદ્ધનું મેદાન એ જ ક્ષત્રિયની કર્મભૂમિ છે—જા હવે વિચાર કરવો નહીં—વિચાર ન કર; વિચાર કરનાર હું છું. જા, હવે ઘેર જતો રહે.

( પ્રસ્થાન )

( માધવનો પ્રવેશ. )

ભીષ્મ—ચાલો આ તો કાકા જ આવ્યાને શું. કાકા, કાકા !

( માધવની પાસે જાય છે. )

માધવ—બેટા દેવવ્રત ? ( આલિંગન કરે છે ) હજુ જીવે છે ?

ભીષ્મ—કાકા, મારૂં મૃત્યુ મારી ઇચ્છા વિના થતું નથી. એટલે મારૂં મૃત્યું થયું નથી. મારા ભાઇઓ ચિત્રાંગદ અને વિચિત્રવીય કુશલ તો છે ને ?

માધવ—ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય હજુ તો બચી ગયા છે, પરન્તુ પાછાં ફરતાં, તેમને જોઇશ કે નહીં તેની શંકા છે.

ભીષ્મ—એમ કેમ કાકા ?

માધવ—ગાંધર્વરાજ ચિત્રાંગદે રાજ્ય ઉપર ચડાઇ કરી છે. દેવવ્રત, ચાલ રાજ્યમાં ચાલ.

ભીષ્મ—કાકા, એ તે કેમ બની શકે ? હસ્તિનાપુરમાં જવાનો મને અધિકાર જ શો છે ?—મને તો રાણીએ દેશનિકાલ કર્યો છે.

માધવ—મહારાણી વળી કોણ છે ? મહારાજ શાન્તનુના મૃત્યુ પછી રાજ્યનો રાજા જ તું છે યુવરાજ ! ચાલ અને રાજદંડ લે, સિંહાસન ઉપર અધિકાર કર અને દ્વિતીય રામચંદ્રજીની પેઠે જ સામ્રાજ્યનું પાલન કર.

ભીષ્મ—ના કાકા, મેં તો આજન્મ મરણ પર્યન્ત રાજ્યનો અધિકાર છોડી દીધો છે.

( વ્યાસજી ફરીથી પ્રવેશ કરે છે. )

વ્યાસ—તોય પણ તું ક્ષત્રિય છે ! દેવવ્રત, જા રાજ્યની રક્ષા કર. આર્ત અને નિરાધારનો ઉદ્ધાર કર. શત્રુઓનું દળ જે સમયે સ્પર્દ્ધાથી ઉદ્ધત થઇને દેશ ઉપર આક્રમણ કરવાને આવી રહ્યું છે તે સમયે શું ક્ષત્રિઓએ આંખો મીંચીને સુઇ રહેવું જોઇએ ? જ્યારે ક્ષત્રિયો પોતાના ધર્મને છોડી દેશે ત્યારે આ સુવર્ણ-ભૂમિ ભારત રસાતળમાં પહોંચી જશે.

ભીષ્મ—જેવી આજ્ઞા, ઋષિવર્ય ! આપનાં ચરણોમાં હું પ્રણામ કરૂં છું.
(પ્રણામ કરવા.)

વ્યાસ—આ તપસ્વીના આશીર્વાદથી તમારાં સર્વ વિઘ્નો દૂર થઈ જશો. જા, ભીષ્મ, ઝટ જા.

(માધવ અને ભીષ્મ થોડા આગળ જાય છે.)

માધવ—(જરા ઉભા રહીને)–આ શું ?–આખા નભોમંડળમાં ઘનઘોર મેઘોએ આચ્છાદિત થઇ જઇને અન્ધકાર છવરાવી દીધો છે. વિજળી ઝબૂકી રહી છે. પ્રબળ વાવાઝોડું ચાલે છે. વચમાં દામની થોડે થોડે અંતરે દમકીને પ્રકાશ કરે છે.

ભીષ્મ—આ શું ? આ તો કાંઇ સૂઝતું નથી; ઋષિવર !

વ્યાસ—બ્હીવું નહીં, દેવવ્રત ! બ્રાહ્મણનું કામ બ્રાહ્મણ કરશે જ ! મેઘ-શાશિ ઉડી જાય, આંધી સ્તમ્ભી જાય. અન્ધકાર દૂર થાય.

(ફરીથી પ્રકાશ થાય છે.)

ભીષ્મ—(દૂર જોઇને) આ એક અલંઘ્ય પર્વત હસ્તિનાપુરનો માર્ગ રોકીને પડયો છે.

વ્યાસ—વ્યાસમાં તપસ્યાનું બળ હોય તો પર્વતના ચૂરેચૂરા થઈ જાય.

(પર્વત ચૂર્ણ થઇ જાય છે.)

વ્યાસ—ચાલ્યો જા, દેવવ્રત ! હવે કોઈ તરેહનો ભય નથી. કોઇ પ્રકારનો બાધ નથી.

(માધવ અને ભીષ્મનું પ્રસ્થાન)

[મહાદેવ અને પાર્વતી પ્રવેશ કરે છે.]

મહાદેવ—પાર્વતી, તપસ્યાની શક્તિ જોઇ?–(આગળ વધીને) વત્સ વ્યાસ !

વ્યાસ—તમે કોણ છો ?

મહાદેવ—શંકર.—હું તમારા ઉપર પ્રસન્ન છું. ઋષિવર, જે ઇચ્છામાં આવે તે વર માંગો.

વ્યાસ—એ જ વર માંગુ છું કે તપોબળથી મનુષ્યજાતિનું હિત કરી શકું. એ જ મારી પ્રાર્થના છે.

મહાદેવ—તથાસ્તુ. તમારી કીર્તિ અમર રહો. (સર્વેનું પ્રસ્થાન)

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—કાશિરાજનું પ્રમોદવન.

સમય—ત્રીજે પહોર.

અમ્બિ૦—પણ મોટી બ્હેનનો રંગ કાંઇ જુદો જણાય છે ! એ તો ગીતે ગાઈ શકતી નથી.

અમ્બાલિ૦—અને નથી કવિતાની તુક પણ મેળવી શકતી.

અમ્બિ૦—સર્વદા ઉદાસ રહે છે.

અમ્બાલિ૦—એનો હજુ વિવાહ થયો નથી ને ! તેથી !

અમ્બિ૦—વારૂ પણ મોટી બ્હેને હજુ વિવાહ કેમ ન કર્યો ?

અમ્બાલિ—હું પણ એ જ વિચાર કરી રહી હતી.

અમ્બિ૦—બ્હેન, તું વિવાહ કરીશ ?

અમ્બાલિ૦—કેમ નહી ? કરીશ.

અમ્બિ૦—ખબર છે, તને વર કેવો મળશે ?

અમ્બાલિ૦—તુંજ બતાવ, કેવો મળશે ?

અમ્બિ૦—જાણું છું, કેવો વર મળશે ?—જરા ઉભી રહે, આંખો મીંચીને તારા વરનું ધ્યાન કરૂં. ( બેસીને આંખો મીંચે છે. )

અમ્બાલિ૦—હું પણ ધ્યાન કરૂં છું. ( એ પણ ધ્યાન કરે છે )

અમ્બિ૦—હું તારા વરને જોઇ રહી છું.

અંબાલિ૦—જુએ છે ? વારૂ, એ કેવો છે !

અમ્બિ૦—બાંઓ વાંકી છે.

અમ્બાલિ૦—લાંબુ જેવું નાક.

અમ્બિ—પુરો જેવો સ્વાંગ છે.

અમ્બાલિ૦—વહેતું રહેતું નાક.

અમ્બિ૦—હોઠ કાન બન્ને કટા.

અમ્બાલિ૦—વાળ મેલની ખાણ.

અમ્બિ૦—દાંત બહુ બગડેલ છે,

અમ્બાલિ૦—તનમાં ન મળે તાન.

અમ્બિ૦—વિદ્યા બુદ્ધિ મળે નહીં.

અમ્બાલિ૦—મસ્તક ખાલી ખોલ.

અમ્બિ૦—શેખી મારે સોગણી.

અમ્બાલિ૦—માંહી પોલંપોલ.

અમ્બિ૦—મુખ જાણે બીજી ગુહા,
અમ્બાલિ૦—ઉભા છે બે કાન.
અમ્બિ૦—આંખો પાંપણુથી ઢકી
અમ્બાલિ૦—બોલે જેવી વાણુ.
અમ્બિ૦—અનુરાગથી રાતા રહે,
અમ્બાલિ૦—જીવતા રહે ! જીવતા રહે !
અમ્બિ૦—નિત્ય ભાંગ પણ પીતા રહે–
અમ્બાલિ૦—જીવતા રહે ! જીવતા રહે !
અમ્બિ૦—ઓહો ! અમે જો બન્ને શોકો હોત !
અમ્બાલિ૦—તો તો બહુ મજા.
અમ્બિ૦—હમેશાં ઝગડાજ કરત.
અમ્બાલિ૦—અને ફરી મળત પણ ખરી.
અમ્બિ૦—ઇશ્વર કરે ને એમજ બને. એમજ થાઓ !
અમ્બાલિ૦—જેથી જીવન પર્યન્ત અમે બન્ને બહેનો જુદી ન પડીએ.
અમ્બિ૦—( સ્નેહથી ) અમ્બાલિકા !
અમ્બાલિકા૦—( સ્નેહથી ) અમ્બિકા !

( પરસ્પર અલિંગન લઇ ચુમ્બન કરે છે. )

અમ્બિ૦—આ મોટી બ્હેન ! મોટી બ્હેન ! આ મ્હોટી બ્હેન !
અમ્બાલિ૦—અરે એની સાથે સુનન્દા પણ છે.
અમ્બિ૦—છુપાઇ જા–છુપાઇ જા.
અમ્બાલિ૦—સંતાઓ–સંતાઓ ( બન્ને સંતાઇ જાય છે. )

(અમ્બા અને તેની સખી સુનન્દા વાતો કરતી પ્રવેશ કરે છે. )

સુનન્દા—એને લીધે જ રાણીની સાથે રાજાનો ઝઘડો છે. રાજા જેટલું કહે છે તેટલી રાણી વધારે ગરમ થાય છે અને રાણી જેટલું બોલે છે તેટલું રાજા વધારે ગરમ થાય છે.

અમ્બા૦—હું જો વિવાહ ન કરૂં તો તેમાં વાંધો શો છે?

સુન્દા૦—તારો વિવાહ થયા વગર બે નાની બ્હેનોનો વિવાહ શી રીતે થશે ?–તું તો સમજે છે !–હવે તું નાની નથી.

સુનન્દા—બન્ને નાની બહેનોના વિવાહમાં હરકતકર્તા થવું, પિતામાતાની અશાન્તિના કારણ બનવું અને સંસારના લોકોના કહેણમાં આવવું એ શું સારૂં છે?

અમ્બા૦—સંસારના લોકોનું કહેવું એટલે શું ?

સુનન્દા—લોકો તને જોઇને એમ કહેશે કે આ રાજકન્યા એક રાજકુમારની ત્યજી દીધેલી છે. વળી હસ્તિનાપુરનો યુવરાજ ગર્વ કરશે કે "આ કામિની મારા ઉપર એટલી રીઝી હતી કે તેણે મારા સીવાય બીજાની સાથે વિવાહ પણ કર્યો નહીં."

અમ્બા૦—(વિચાર કરીને) તેં બરાબર કહ્યું, સુનન્દા.—જા, માતાને જઇને કહે કે હું વિવાહ કરીશ.

સુનન્દા—હવે હું સમજી કે તું મોટાના ઘરની લાયક કુમારી છે. હું જઇને રાણીજીને કહું છું. (પ્રસ્થાન)

અમ્બા૦—હા, વિવાહ કરીશ—પરન્તુ કોની સાથે? અરે વિચારવાની જરૂરજ શી છે!—વિષપાન કરીને મરૂં અગર જળમાં ડુબીને મરી જઉં—ગમે તે પ્રકારે મરવાથી શું બગડે છે! વિવાહ હું અવશ્ય કરીશ અને તે પણ એની સાથે કે જેના તરફ હું અધિક તિરસ્કારની દૃષ્ટિથી જોઉં છું તેની સાથેજ (જાય છે.)

અમ્બિ૦—સાંભળ્યું !

અમ્બાલિ૦—(અમ્બા જાય છે તેના તરફ આંગળી કરીને) હુશ !

અમ્બિ૦—મ્હોટી બ્હેન તો ગઇ.

અમ્બાલિ૦—ફરી આવી'તી—હવે ગઈ.

અમ્બિ૦—મેં કહ્યું હતું ને ?

અમ્બાલિ૦—બરાબર કહ્યું હતું.

અમ્બિ૦—મોટી બ્હેન વિવાહ કરશે !

અમ્બાલિ૦—એજ છે ને.

અમ્બિ૦—પણ શાથી કરશે એ સમજાયું નહીં.

અમ્બાલિ૦—ના, કાંઇ સમજાયું નહીં.

(અમ્બિકા ગીત ગાતી ફરેછે. અમ્બાલિકા તેના સ્વરનો આલાપ કરે છે.)

અમ્બિ૦—(એકાએક ચોંકી) બ્હેન, સ્ત્રીઓ વિવાહ શાથી કરે છે ?

અમ્બાલિ૦—અને એ પણ આ દાઢી મૂછોવાળા પુરૂષોની સાથે !

અમ્બિ૦—આપણે વિવાહ નહીં કરીએ, કેમ બ્હેન !

અમ્બાલિ૦—બરાબર છે !

## પ્રવેશ ૭ મો.

સ્થળ—યુદ્ધનું મેદાન.
સમય—દિવસ.

(યુદ્ધ કરવા માટે ઉદ્યુક્ત થયેલા હસ્તિનાપુરના મહારાજ ચિત્રાંગદ અને ગાન્ધર્વરાજ ચિત્રાંગદ તલવાર ઉગામી સામસામા ઉભા છે.)

ગન્ધર્વ૦—અરે ઓ છોકરા, માતાનું ધાવણ છોડીને તું યુદ્ધ કરવા શું કામ આવ્યો છું? હવે હથિઆર રહેવા દે, હું તને જીવતો મારવાનો નથી. મારી રથની ધ્વજા આગળ તારા નગરને બાંધીને, મારા વિજયગૌરવની પેઠે લઇ જઇશ.

કુમાર ચિત્રાં૦—મારી સેના બધી નષ્ટ થઈ ગઇ છે તોપણ મારા પ્રાણ જતાં સુધી હું હથિયાર મુકી દઇશ નહીં. હાર કબૂલ નહીં કરૂં. માતાના આશીર્વાદથી આ યુદ્ધમાં હું અમર છું. તેણે મારા મસ્તક ઉપર તેના ચરણની રજ મુકીને કહ્યું છે કે "જો હું સતી હોઉ તો, બેટા ચિત્રાંગદ, તું યુદ્ધમાં વિજય પામી પાછો આવીશ." એ આશીર્વાદનું વાક્ય હજુ મારા કાનમાં ગાજી રહ્યું છે.

ગન્ધર્વ૦—ત્યારે હવે હું શું કરૂં? આવ યુદ્ધ કર. લે, હાથમાં હથિઆર ઉઠાવ્ય. તારી જાતનું રક્ષણ કર.

(બન્ને યુદ્ધ કરે છે. કુમાર ચિત્રાંગદ એક ઘાથી જમીન ઉપર પડી જાય છે)

ગન્ધર્વ૦—બસ, હવે જયની પ્રાપ્તિ થઇ. વિજયગર્વથી હું હસ્તિનાપુરમાં પ્રવેશ કરીશ. સેનાપતિ! સેનાપતિ! (પ્રસ્થાન)

(માધવ અને તેની સાથે ભીષ્મનો પ્રવેશ.)

માધવ—વત્સ! કુમાર આ સ્થળે છે. જેની ચિન્તા હતી તે જ થયું. જુઓ, આ ચિત્રાંગદ પૃથ્વી ઉપર પડયો છે.

ભીષ્મ—(આતુરતાથી) જીવતો છે કે મરી ગયો?

માધવ—(જોઇને) મરી ગયો! આશ્રીત દગલાની પેઠે નિશ્ચલ થઇને પડયો છે—શરીર બરફના જેવું ઠંડુ પડી ગયું છે—શ્વાસ પણ ચાલતો નથી—કુમાર! ચિત્રાંગદ!

ભીષ્મ—(અવાજ ભરાઇ આવ્યાથી) કાકા આ શોક કરવાનું સ્થાન નથી

( ગંધર્વરાજનો ફરી પ્રવેશ. )

ભીષ્મ—તમેજ ગન્ધર્વરાજ વીર ચિત્રાંગદ છો ?

ગન્ધર્વ૦—હા–તમે કોણ છો !

ભીષ્મ—હું ભીષ્મ છું ?

ગન્ધર્વ૦—નામ તો સાંભળ્યું છે.

ભીષ્મ—ગન્ધર્વરાજ, આ બાળકની હત્યા આપે શા માટે કરી ?

ગન્ધર્વ૦—હત્યા કરી નથી. એ તો યુદ્ધ કરતાં મરણ પામ્યો છે.

ભીષ્મ—યુદ્ધ ? યુદ્ધ કોને કહે છે ? ધાવણ હજુ છુટયું ન હોય એવા બચ્ચાને મારવો અને પછી ડીંગ હાંકવી એનું નામ યુદ્ધ ? ગન્ધર્વરાજ ! આ તમને શોભતું નથી. તમે મનુષ્યથી શ્રેષ્ઠ છો. દુર્બળો ઉપર તમારો અત્યાચાર, તેમનું સ્વાતંત્ર્ય છીનાવી લેવું, આમ શાન્તિનો ભંગ કરવો અને આવી રીતે દર્પ બતાવવો એ શું ગન્ધર્વોના ઇશ્વરને શોભે છે ? આ યુદ્ધ શાને માટે તમે માંડયું છે વીર ?

ગન્ધર્વ૦—દિગ્વિજય કરવા માટે નીકળ્યો છું. એ જ કારણથી આ યુદ્ધ ઉભું કર્યું છે.

ભીષ્મ—આ યુદ્ધ ન કહેવાય, આ તો દસ્યુઓનો વ્યાપાર છે.

ગન્ધર્વ૦—ગન્ધર્વ લોક હીન મનુષ્ય જાતિની સાથે કદી વાતચીત કરતા નથી.

ભીષ્મ—બહુ સારૂ પણ હત્યા તો કરે છે ! ગન્ધર્વરાજ, હવે તમે તમારા રાજ્યમાં પાછા જતા રહો.

ગન્ધર્વ૦—અરે માનવી, તે પહેલાં તો હસ્તિનાપુરના રાજસિંહાસન ઉપર અધિકાર કરીશ. સાંભળ્યું છે કે શાન્તનુની રાણી અનન્ત યૌવના છે. એ જોઉં તો ખરો. જોઈને—

ભીષ્મ—સાવધાન ! ખબરદાર ! સમ્રાજ્ઞીને માટે જો કોઇ અપમાનનો શબ્દ કહ્યો તો સંસારમાંથી તમારૂં નામ ઉડી ગયું સમજી લેવું– શિર ધડથી જુદું થઇને એક ઘડીમાં જ પૃથ્વી ઉપર રગદોળાશે.

ગન્ધર્વ—અરે ઉદ્ધત યુવક ! હસ્તિનાપુરનો રસ્તો છોડી દે.

ભીષ્મ—હસ્તિનાપુરમાં પેસવાનો તને અધિકાર નથી.

ગન્ધર્વ—હસ્તિનાપુરના રસ્તો કોણ રોકનાર છે?

ભીષ્મ—હું પોતે ભીષ્મ.

ગન્ધર્વ—દુર થા, હસ્તિનાપુરનો માર્ગ મુકી દે.

ભીષ્મ—કુશળ કુશળ રાજ્યમાં પાછો ફરી જા. હજુ ફરીને કહું છું. ભીષ્મ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી હસ્તિનાપુરમાં કોઇ શત્રુનો પગ રહેવાનો નથી.

ગન્ધર્વ—ત્યારે યુદ્ધ કર.

ભીષ્મ—યુદ્ધ કોની સાથે? (બળથી ગન્ધર્વરાજનો હાથ અમળાવી તલવાર છીનવી દૂર ફેંકી છે.)

ભીષ્મ—જાઓ, ગન્ધર્વરાજ, હજી રાજ્યમાં પાછા પધારો અને હું જે કહું છું. તે સાંભળો. દુર્બળના ઉપર કદી પણ અત્યાચાર કરશો નહીં. ઘમંડ કરશો નહીં. તમે ગમે તેટલા મોટા હશો તોપણ એટલું યાદ રાખો કે તમારાથી પણ બીજા મોટા ઘણા છે. કદાચ ન હોય તો પણ પ્રકૃતિ તમારા સ્વેચ્છાચારી અત્યાચારને સહન કરશે નહીં. તમે પણ આ બ્રહ્માંડના નિયમના દાસ જ છો. (ગન્ધર્વરાજ ચિત્રાંગદનું પ્રસ્થાન.)

ભીષ્મ—મહર્ષિ વ્યાસ, તમે ઠીક કહ્યું કે—"ક્ષત્રિયોનો ધર્મ યુદ્ધ છે—શાસ્ત્રચર્ચા નથી. હું મૂઢ છું. અભિમાનમાં પડીને ક્ષત્રિયનો ધર્મ છોડીને મેં જ સર્વનો નાશ કર્યો છે!—સ્વર્ગના દેવગણ, ક્ષમા કરજો.

માધવ—ચિત્રાંગદ! ચિત્રાંગદ! રૂધિરથી ખરડાયેલા મુખવાળા થઇને આમ ધૂળ ઉપર કેમ પડયા છો? અરે વત્સ ભીષ્મ!—પ્રાણાધિક!—

ભીષ્મ—ના, તું ક્ષત્રિયનો બાળક છે! તને તો એ જ શોભે છે! દેશને માટે જીવન અને દેશના હિતને માટે જ મૃત્યુ—એજ ક્ષત્રિયનું, વીરપુરૂષનું કર્તવ્ય છે—ધર્મ છે! એ જ તને શોભે છે! અન્ત સમયે હું એવીજ શય્યાને પ્રાપ્ત થાઉ—એમજ શયન કરૂં—ખુલ્લા નીલવર્ણના આકાશ નીચે યુદ્ધભૂમિમાં એવી જ મારી અન્તિમ શય્યા બીછાવેલી રહે, સામે મરણનો રક્ત સાગર ઉછળતી રહે અને તેનો શબ્દ સંભળાયાં કરે—ચારે કોર સમરનો કોલાહલ સંભળાતો જ રહે. (પડદો પડે છે.)

# અંક ત્રીજો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—ગંગાતટ ઉપર કાશિરાજનું પ્રમોદવન.
સમય—સન્ધ્યાકાળ થવાને હજુ વાર છે.

( હથિયારબંધ ભીષ્મ એકલા ઉભા છે. )

ભીષ્મ—આ જ એ કુંજવન છે; આ જ દૂરનાં સ્થળોમાં વહેનારી, હીલ્લોલ કલ્લોલ કરતી, અને પવિત્ર પ્રવાહવાળી ગંગા છે, એજ આ શાન્ત સન્ધ્યા છે; તે જ સમયના જેવો ધીરો અને મંદ મૃદુ સ્નિગ્ધ સુગન્ધી વાયુ વાય છે. આ જ જગાએ, આ સન્ધ્યાકાળ વખતે અને આજ વૃક્ષની તળે! એ દહાડો અને આજનો દહાડો! વચમાં વિશ વર્ષનું અન્તર પડી ગયું છે! આ વૃક્ષની નીચે ગંગાતટ ઉપર જરા બેસીને વિશ્રાન્તિ લઇ લઉં. (પ્રસ્થાન)

( માધવનો પ્રવેશ. )

માધવ—જ્યારથી દેવવ્રત અહીં આવ્યો છે ત્યારથી આટલો ઉદાસ—આટલો ભીરૂ કેમ બન્યો છે? મારી સાથે પણ વાત કરતો નથી. કેમ? કોણ જાણે!—વૃક્ષની ડાળે તલવાર ટાંગીને પોતે જમીન ઉપર રહી પેલી બાજુએ એકી ટશે જોઈ રહ્યા છે.

( અમ્બિકા અને અમ્બાલિકાનો પ્રવેશ. )

અમ્બિ૦—રંગ ઢંગ તો એવા જણાય છે કે આ લોકો આખરે અમારો વિવાહ કર્યા વગર મુકવાના નથી.

અમ્બાલિ૦—આપણો વિવાહ કર્યા વિના તો એ લોકોને જાણે નિંદ્રા જ આવતી નથી.

અમ્બિ૦—અને આપણને તેમાં આપત્તિ પણ શી છે? કેમ બ્હેન?

અમ્બાલિ૦—હા, અને આપણી ઉમર પણ વિવાહ યોગ્ય થઇ ગઇ છે.

અમ્બિ૦—તે–તો થઇ છે જ ને.

અમ્બાલિ૦—તેને સ્વયંવરા કહે છે!

અમ્બિ૦—પોતાની મેળે જ વરની પસંદગી કરી લેવી તેને ને? એજ સ્વયંવરા કહેવાયને!

અમ્બાલિ૦—ઓ મારે !
અમ્બિ૦—શું થશે ?
અમ્બાલિ૦—બધા રાજા લોકો આવ્યા છે ?
અમ્બિ૦—ક્યારના આવી ગયા છે !—એ તો આ રાત્રી વીતી જવાની રાહ જુએ છે.
અમ્બાલિ૦—એમ જણાય છે કે રાતે એમને ઉંઘ પણ આવશે નહિં.
અમ્બિ૦—એ તો માત્ર મ્હોડાં ઉગમણાંજ કરીને જોઇ રહેવાનાં !
અમ્બાલિ૦—વારૂ પણ મોટી બ્હેન શું સ્વયંવરા થશે ?
અમ્બિ૦—કેમ–શાથી નહીં થાય ?
અમ્બાલિ૦—પરન્તુ તેની અવસ્થા બહુ મોટી થઇ ગઇ છે.
અમ્બિ૦—અવસ્થા બહુ થવાથી શું થઇ જાય છે ? જોવાથી તો એટલી ઉમર જણાતી નથી ?
અમ્બાલિ૦—બલ્કે આપણાથી પણ નાની જણાય છે.
અમ્બિ—તદ્દન એકવડું દીલ છે ને !
અમ્બાલિ૦—પરન્તુ એટલો નિશ્ચય છે કે પિતાજી તેની ઉમર છુપાવીને વિવાહિતા કરી દે છે.
અમ્બિ૦—અરે કરી દે છેતો કરી દે છો. એમાં તારૂં શું ગયું !–તેં એમાંથી કોઇ રાજાઓને દીઠા છે ?
અમ્બાલિ૦—આ લો ! દીઠા કેમ નહીં હોય ?
અમ્બિ૦—વારૂ, ત્યારે તને કોઇ પસન્દ આવ્યો ?
અમ્બાલિ૦—કેમ ન આવે ?
અમ્બિ૦—કોણ આવ્યો છે ?
અમ્બાલિ૦—સાંભળીશ ? ( કાનમાં કાંઇક કહે છે )
અમ્બિ—અરે આઘી રહે !
અમ્બાલિ૦—દૂર જા ! કાળા મ્હોંની ! ( બન્ને બ્હેનો ખડખડાટ હસે છે)
અમ્બિ૦—અરે એ તો મોટી બ્હેન છે, મોટી બ્હેન !—
અમ્બાલિ૦—મોટી બ્હેન, મોટી બ્હેન !
અમ્બિ૦—હજુ આપણને જોઇ નથી.
અમ્બાલિ૦—મનમાં ને મનમાં કાંઇક બડબડે છે.
અમ્બિ૦—ચૂપ.
અમ્બાલિ૦—હુશ (બન્ને જાળીમાં સંતાઈ જાય છે. )
( ચિન્તાતુર ચ્હેરાથી અમ્બાનો પ્રવેશ. )

અમ્બા૦—રંગ બેરંગી ધ્વજા પતાકાઓથી નગરી શોભાયમાન બની છે દરવાજાઓ ઉપર શરણાઈઓની રાગણીઓ આનન્દની મધુર વર્ષા વર્ષાવે છે, માંગળિક વાજીંત્રોના શબ્દ ગલીએ ગલીએ ગાજી રહ્યા છે-પરન્તુ એમ જણાય છે કે-મને તો એમજ લાગે છે કે એ પીત પતાકાઓ મારા રૂધિરના રંગથી રંગાયેલી છે. દરવાજાઓ ઉપર શરણાઇઓ નહીં પરન્તુ મારા બલિદાનના વાજીંત્રો વાગી રહ્યાં છે. કાળજું થડકી રહ્યું છે. વારંવાર ડાબી આંખ ફરકે છે-અરે કુંજવનમાંથી કોના શબ્દ સંભળાય છે?—(હસીને) આ તો અમ્બિકા અને અમ્બાલિકા છે! બે કબૂતરીઓ હોય એમ ખેલ્યાં કરે છે.

( અમ્બિકા અને અમ્બાલિકા બહાર આવે છે. )

અમ્બિ૦—સાંભળ્યું ?

અમ્બાલિ૦—શું ?

અમ્બિ૦—મ્હોટી બ્હેન આપણને કબૂતરીઓ બનાવી ગઇ !

અમ્બાલિ૦—બનાવી ગઇ, સારૂં કર્યું.

અમ્બિ૦—અરે આ કોણ છે ?

અમ્બાલિ—હા, બહેન, એ કોણ છે ?

અમ્બિ૦—તેણે બધું ધૂળ મેળવ્યું.

અમ્બાલિ૦—એહ !

અમ્બિ૦—હવે જવું નહીં.

અમ્બાલિ૦—ના ! હવે તો એ બલાની સામે જ થવું.

અમ્બિ૦—ચૂપ.

અમ્બાલિ૦—ચૂપ !

[ વિચાર કરતા કરતા ભીષ્મનો પ્રવેશ. ]

અમ્બિ૦—કોઇ તરફ જોતા નથી.

અમ્બાલિ૦—કોઇક વિચાર કરે છે.

અમ્બિ૦—કાંઇ પ્રેમના ફાંસામાં આવ્યા હોય એમ લાગે છે.

અમ્બાલિ૦—પુછીએ ત્યારે !

અમ્બિ૦—( આગળ જઇને ) કહું છું કે ( જરા શ્વાસ ખેંચીને ) કહું છું કે, મહાશય !

( અમ્બાલિકા પણ આગળ જઇને ઉભી રહે છે. ભીષ્મ જરા ચોંકીને ઉભા રહે છે. )

અમ્બિ૦—આપ કોણ છો ?
અમ્બાલિ૦—શી જાત છો ?
અમ્બિ૦—કયા વર્ણના છો ?
અમ્બાલિ૦—દેવતા છો ?
અમ્બિ૦—કે દૈત્ય છો ?
અમ્બાલિ૦—કે ગાન્ધર્વ છો ?
અમ્બિ૦—કે કિન્નર છો ?
અમ્બાલિ૦—કે યક્ષ છો ?
અમ્બિ૦—કે રાક્ષસ છો ?
અમ્બાલિ૦—કે-
ભીષ્મ—(જરા ડરવા જેવા ભાવથી) હું-હું.
અમ્બિ૦—ઓહો-આપ છો ?-એ તો આદમી પહેલેથીજ જણાય છે.
અમ્બાલિ૦—આપને જણાવવું નહીં પડે. ઓળખી લીધા-તો આપ અહીં શાથી ?
અમ્બિ૦—આવે સમયે ?
અમ્બાલિ૦—શું ધારીને ?
ભીષ્મ—જી, હું હા ધા-
અમ્બિ૦—ના, આ પ્રમાણે કામ ચાલશે નહીં.
અમ્બાલિ૦—અમે આવી વાતો પસંદ કરતાં નથી.
અમ્બિ૦—પહેલાં આપ એ જણાવો કે અહીં આપ કાંઈ વિચાર કરીને આવ્યા છો ?
અમ્બાલિ૦—કે રસ્તો ભૂલવાથી આવ્યા છો ?
અમ્બિ૦—એજ સવાલ છે.
અમ્બાલિ૦—સીધી વાત છે.
ભીષ્મ—મારે અહીં-
અમ્બા૦—પહેલાં મારી વાતનો જવાબ આપો.
અમ્બાલિ૦—ના, પહેલાં તો મારી જ વાતનો જવાબ આપો.
અમ્બિ૦—(ક્રોધનો દેખાવ કરીને) અમ્બાલિકા !
અમ્બાલિકા—(એજ ભાવથી) અમ્બિકા !
ભીષ્મ—હું જાણતો નહોતો કે—
અમ્બિ૦—હાજી, એવો સંભવ છે. ન જાણવાનો સંભવ ઘણો છે.

ભીષ્મ—મેં પણ એવોજ વિચાર કર્યો હતો કે—
અમ્બાલિ૦—વિચાર તો કર્યોજ હશે!
અમ્બિ—આપ જયારે જાણતાજ નહોતા કે—
અમ્બાલિ૦—આપે વિચાર કર્યો હતો કે—
અમ્બિ—ત્યારે તો કાંઇ કહેવાનું જ નથી.
અમ્બાલિ૦—બધી વાતજ પતી ગઇ.
અમ્બિ૦—હવે સવાલ એ છે કે—
અમ્બાલિ૦—કોણ છો—એ પ્રશ્ન છે.
ભીષ્મ—હું હસ્તિના-
અમ્બિકા૦—કોણે કહ્યું કે આપ હસ્તિ ( હાથી ) છો ?
અમ્બાલિ૦—આપ હાથી નથી, અશ્વ નથી, પણ પ્રશ્ન એવો નથી.
અમ્બિ૦—પ્રશ્ન એવો છે કે આપ છો કોણ !
અમ્બાલિ૦—સીધી વાત છે.
ભીષ્મ—હું—
અમ્બિ૦—બરાબર સમજી વિચારીને જવાબ દેજો.
અમ્બાલિ૦—સંક્ષેપમાં.
ભીષ્મ—હું ભીષ્મ.
બન્ને બાળિકા—ઓ બાપરે ! ( પાછી હઠે છે. )
અમ્બિ૦—આપ-આપ-આપ છો.
અમ્બાલિ૦—ભીષ્મ બેશક અચરજની વાત છે.
ભીષ્મ—એમાં તમે અચરજ શું જોયું ?
અમ્બિ૦—અચરજ નથી ?
અમ્બાલિ૦—ઓ બાપરે !
ભીષ્મ—હવે તમે કહો, કોણ છો ?
અમ્બિ૦—અમે ? અમે કોણ છીએ ?-આલો ! ( જોરથી હસે છે. )
અમ્બાલિ૦—અમે ! ઓ બહેન ! ( જોરથી હસે છે )
અમ્બિ૦—અમે-અમે છીએ.
અમ્બાલિ—બસ !
ભીષ્મ—તમે કાશિરાજની પુત્રીઓ છો ?
અમ્બિ૦—અરે આ તો ઓળખી લીધી, ઓળખી લીધી !
અમ્બાલિ૦—ઠીક ઓળખી લીધી !

અમ્બિ૦—મહાશય ભીષ્મ ! આપે કેમ જાણ્યું કે-
અમ્બાલિ૦—અમે કાશીરાજાની કન્યાઓ છીએ ?
અમ્બિ૦—શું જોવાથી જણાય છે ?
અમ્બાલિ૦—અમારા માથા ઉપર લખેલું છે ?
અમ્બિ૦—હવે જાણ્યું તો તેનો સ્વીકાર કરી લેવો એ જ સારૂં છે.
અમ્બાલિ૦—બેશક !
અમ્બિ૦—હા, મહાશય.
અમ્બાલિ૦—હા, અમે કાશિનરેશની કન્યાઓ છીએ. આ મોટી છે.
અમ્બિ૦—અને આ નાની છે.
અમ્બાલિ૦—" ઉમર મોટી છે નહીં, મોટું જગમાં જ્ઞાન."
ભીષ્મ—તમે એમની બહેન છો ?
અમ્બિ૦—' એમની ' એટલે કોની ?
અમ્બાલિ૦—અર્થાત્
અમ્બિ૦—' અર્થાત્ ' ની જરૂર નથી. ' એ ' કોણ છે ?
અમ્બાલિ૦—હજુ તું સમજી નહીં ?
અમ્બિ૦—અરે હું સમજી ગઈ.
અમ્બાલિ૦—મહાશય, હવે આપને કાંઇ કહેવાની જરૂર નથી.
અમ્બિ૦-આપ જ્યારે ( ઇસારો કરીને )
અમ્બાલિ૦—અને એ જ્યારે ( ઈસારો કરીને )
અમ્બિ૦—ઓહ ! ઠીક જોડી મળી ગઈ.
અમ્બાલિ૦—એને ખબર પણ બરાબર હશે.
અમ્બિ૦—પરંતુ આપનો ચહેરો.
અમ્બાલિ૦—જોઉં તો ?
અમ્બિ૦—એ તો એ જ.
અમ્બાલિ૦—અરે આ તો આપે અમને ચિન્તામાં નાંખ્યાં.
ભીષ્મ—કેમ ?
અમ્બિ૦—આપ ભીષ્મ છોને ?
અમ્બાલિ૦—એ જ નામ આપ્યું છેને ?
ભીષ્મ—હા દેવી.
અમ્બિ૦—એ તો એ જ.
અમ્બાલિ૦—ચિંતામાં નાંખ્યાં.

ભીષ્મ—કેમ વારૂ?

અમ્બિ૦—આપનો ચહેરો ભીષ્મ જેવો નથી.

અમ્બાલિ૦—જરાય નહીં.

ભીષ્મ—આપે પહેલાં કદી ભીષ્મને જોયો છે?

અમ્બિ૦—ના; પરંતુ ચહેરો જોઇને એમ જણાય છે કે આપનું નામ ચંદ્રકાન્ત છે.

અમ્બાલિ૦—અથવા એવું જ બીજું કાંઇ હશે.

ભીષ્મ—કેમ?

અમ્બિ૦—એ તો નથી જાણતી પરંતુ–

અમ્બાલિ—એવું જ જણાય છે.

અમ્બિ૦—આપનો ચહેરો કાંઇક ગંભીર તો છે જ.

અમ્બાલિ૦—પરંતુ ભીષ્મ (ભયંકર) તો નથી જ.

અમ્બિ૦—એવા ચહેરાની સાથે હું તો કદી વિવાહ કરૂં નહીં.

અમ્બાલિ૦—અને નામ પણ નીરસ છે.

અમ્બિ૦—તો પછી મહાશય ભીષ્મ! અમે જઇએ છીએ.

અમ્બાલિ૦—અમારો વિવાહ થવાનો છે ને! હાથમાં ઘણાં કામ લીધાં છે!

(બન્ને જાણીઓ જવા માંગે છે)

અમ્બિ૦— પરંતુ મહાશય! કાંઇ માઠું લગાડશો નહિ.

અમ્બાલિ૦—(ફરીને) પસંદ નથી. શું કરીએ.

અમ્બિ૦—પરન્તુ મોટી બ્હેનની સાથે—

અમ્બાલિ૦—થાય તો સારૂં. જોડું મળી જાય ખરૂં.

(બન્ને બ્હેનો હસતી હસતી જાય છે.)

ભીષ્મ—બન્ને બાળિકાઓ સુંદરી અને આનન્દમયી છે. જાણે બે નદીઓનો સંગમ એકાન્તમાં ન થયો હોય–કાંઇ કામ મળે નહીં. માત્ર હસવું અને ગાવું; હૃદયમાં કેવળ નિર્દોષ આનન્દ રમી રહ્યો છે. બન્ને સુવાસિત અને સુન્દર ચમ્પાની કળીઓ પોતપોતાના સુવાસમાં મસ્ત થઇ રહી છે. માત્ર સૂર્યોદય સમયે ધીમી ધીમી અને મંદ ગતિએ વાતા પવનમાં પરસ્પર ભેટે છે. જેમ શાન્ત અને પહાડી ઝરણાંની મધુર ધ્વનિ હોય અને તેનો પ્રતિધ્વનિ થાય તેમ. આ અરે આ શબ્દ શાનો સંભળાય છે?

(શ સહસ્ર સિપાઇઓની સાથે શાલ્વનો પ્રવેશ.)

શાલ્વ—ઠીક ખબર મળી!–આ જ ભીષ્મ છે!–સિપાઇઓ! ઝટ પકડી લો.

ભીષ્મ—( આશ્ચર્યની સાથે ) કોણ ? સૌભનરેશ ?

શાલ્વ—આ કાંઇ હસ્તિનાપુરનો મહેલ નથી. આ તો ખુલ્લું મેદાન છે. અહીં તારા બળની પરીક્ષા થશે.

ભીષ્મ—અરે સમજી ગયો ઠીક છે. ( તલવાર ખેંચવા જાય છે ) આ શું ! તલવાર !–આ લો, તલવાર તો ત્યાં જ મુકીને આવ્યો !

શાલ્વ—પકડો–બાંધી લો !

( ભીષ્મ ઉપર સીપાઇઓ આક્રમણ કરે છે. ભીષ્મ હાથથી યુદ્ધ કરતાં બે ચાર સીપાઇઓને નીચે પાડી ધરતી ઉપર પડી જાય છે. )

શાલ્વ—બાંધી લો. ( સીપાઇ ભીષ્મને બાંધે છે. )

શાલ્વ—બસ, હવે શું જુઓ છો ? મારી નાંખો—પરંતુ તે પહેલાં ભીષ્મ, હસ્તિનાપુરના અપમાનનો આ બદલો લઉં છું–જો ( લાત મારે છે. )

ભીષ્મ—આ મારી તલવાર ! મારી તલવાર ?

શાલ્વ—આ લે આપું છું. ( ફરીથી લાત મારે છે. )

( તલવાર લઇને માધવ પ્રવેશ કરે છે. )

માધવ—આ શું, દેવવ્રત ધરતી ઉપર પડયો છે–ચારે બાજુએ સીપાઇઓ છે ! સૌભરાજ શાલ્વ પણ ચારે બાજુએ છે. આ શી ગરબડ છે.

શાલ્વ—બ્રાહ્મણ દૂર રહેજે !

ભીષ્મ—તલવાર ! કાકા, મારી તલવાર–જરા મને આપો હા:—

શાલ્વ—મારો, જલદી મારો.

( સીપાઇઓ ભીષ્મ ઉપર ભાલો ચલાવવા જાય છે.)

માધવ—એક નિ:શસ્ત્ર વીરની હત્યા કરવા પહેલાં બ્રહ્મ-હત્યા કરી લો.

( ભીષ્મને પોતાના શરીરથી ઢાંકે છે. )

( સૈનિકો સાથે ધીવરરાજનો પ્રવેશ. )

ધીવર૦—આ શાની ગરબડ ચાલે છે ? ( શાલ્વના સિપાઇઓની સામે બરછી તાકીને ઉભા રહે છે. )

શાલ્વ—મારો–મારો–હમણાંજ અને–અત્યારેજ—

ધીવર૦—અરે હું ઉભો છું ને !–( ભીષ્મને ) જરા પણ બ્હીશો નહીં ! –( પોતાના સાથીઓને ) ભાઇઓ, ચાલો જુઓ છો શું !

શાલ્વ—તમે કોણ છો ?

ધીવર૦—હું ધીવરોનો રાજા છું.

શાલ્વ—ધીવરોનો ચોધરી ?

ધીવર૦—હા, હું ધીવરોનો જ છું ! પરન્તુ ધીવરોનો ચોધરી પણ એટલું તો સમજે છે કે જેના હાથમાં હથિયાર ન હોય તેના ઉપર હથિયાર ચલાવવું નહી જોઈએ.

માધવ—સાબાશ ધીવરરાજ !

શાલ્વ—હઠી જા.

ધીવર૦—કદી નહીં. જીવ આપીશ પરન્તુ મારા જીવતાં તો કુમાર ઉપર ઘા કરવા દઇશ નહી—( પોતાના સાથીઓને ) લાઠીવાળાઓ તૈયાર થઇ જાઓ. જોઉં તો ખરો કે એ કેવો ક્ષત્રિય છે.

( તલવાર ફેરવે છે. )

( આ તક જોઇને માધવ ભીષ્મનું બંધન કાપી નાંખે છે. ભીષ્મ છુટા થઇ તલવાર લઇને ઉભા થાય છે. )

ભીષ્મ—હવે એની જરૂર નથી. આવો સૌભનરેશ—

( શાલ્વ પોતાના સીપાઇઓની સાથે નાશી જવા ધારે છે. )

ધીવર૦—હવે બચ્ચાજી ! એમ નાસી જવાશે નહીં.

( પોતાના સાથીઓની મદદથી શાલ્વનો રસ્તો રોકીને ધીવરરાજ ખડા થાય છે. )

ભીષ્મ—અરે ક્ષત્રિયકુલકલંક !—યુદ્ધ કર.

શાલ્વ—( ભીષ્મના પગમાં તલવાર મુકીને, હાથ જોડીને, ઘુંટણીએ પડીને ) ભીષ્મ, મને ક્ષમા કરો.

ધીવર૦—( લાત મારી શાલ્વને જમીન ઉપર પાડી તેની છાતી ઉપર ચઢી બેસે છે ) લે, હવે ક્ષમા આપું છું—કહે તો બર્છી ભોંકી દઉં ! ( બર્છી ઉઠાવે છે )

( શાલ્વ પ્રાર્થનાપૂર્ણ દૃષ્ટિથી ભીષ્મની તરફ જુએ છે. )

ભીષ્મ—છોડી દો, ધીવરરાજ ! (શાલ્વને) મહારાજ ! હવે આપની તલવાર લઈ લો ! ( શાલ્વની તલવાર તેને પાછી આપે છે )

ધીવર૦—વારુ, કુમારના કહેવાથી તને છોડી દઉં છું. પરન્તુ આ ધીવરોના ચોધરીને યાદ રાખજો મહારાજ !

( શાલ્વ ઉઠીને જવા ધારે છે. )

ભીષ્મ—જરા ઉભા રહો ! ( શાલ્વ ઉભા રહે છે. )

ભીષ્મ—સૌભરાજ સાંભળો ! હથિયાર વિનાના નિઃશસ્ત્ર બંદીવાનની

હત્યા કરવી એ ક્ષત્રિયનો ધર્મ નથી. યાદ રાખજો કે જે લાત મારે તે જ જો ક્ષમા માંગે તો તે લાત મારવાનો બદલો લેવાની પણ જરૂર નથી રહેતી—જાઓ. (પોતાના સીપાઇંઓની સાથે શાલ્વનું પ્રસ્થાન)

માધવ—દેવવ્રત, આ બધી શો ગડમથલ હતી ?

ભીષ્મ—એ પણ ક્ષત્રિય છે !

ધીવર૦—એને છોડી દીધો ?

ભીષ્મ—ધીવરરાજ ! તમે સાહસી પુરૂષ છો.

ધીવર૦—ખુલ્લા મેદાનમાં જો આવ્યો તો પછી હું કદી ડરતો નથી. ! —માત્ર ઘરમાં ઘરવાળીથી હું બહુ ડરૂં છું.

ભીષ્મ—ક્ષત્રિયો એવીજ તરાહના હોય છે—પરશુરામે શું એજ—હવે એ વાત જ જવા દો.

(માધવ અને ધીવરરાજ સાથે સાથે ચાલે છે.)

માધવ—તમે અહીં કેવી રીતે આવ્યા ?

ધીવર૦—વિવાહ કરવા.

માધવ—કેમ ! તમારી સ્ત્રી ?

ધીવર૦—બહુજ ઝગડો કરે છે. (પ્રસ્થાન)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—કાશીનરેશનો મહેલ.

સમય—પ્રાતઃકાળ.

(કાશીનરેશ અને રાજકુમાર.)

કાશી૦—કેવું આશ્ચર્ય છે ! રાતે મારા પ્રમોદવનમાં—

રાજ૦—એ લાશો સૌભરાજ શાલ્વના સિપાઇઓની છેઃ એનો પુરાવો પણ મળ્યો છે.

કાશી૦—પણ એ મૃત શરીરોના ઉપર કોઇ પ્રકારના હથિઆરનાં નિશાન નથી.

રાજ૦—ના પિતાજી !

કાશી૦—કાલે સાંજે બાગમાં અંબિકા અને અંબાલિકાને ભીષ્મની ભેટ થઈ હતી ?

રાજ૦—હા અત્યંતી.

કાશી૦—એ જ સન્દેહની વાત છે!—પરન્તુ ભીષ્મ એવું કામ કરશે? આની મતલબ શી છે—કાંઇ સમજાતું નથી. વારૂ જાઓ અને સ્વયંવરની તૈયારી કરો.

( રાજકુમારનું પ્રસ્થાન. માધવનો પ્રવેશ. )

કાશી૦—જરા ચિન્તા થાય એવું છે! વિવાહ પહેલાં—

માધવ—આપ કાશીના રાજા છો?

કાશી૦—હા—બ્રાહ્મણ!—( પ્રણામ કરીને ) આપને મેં ઓળખ્યા નહી!

માધવ—પહેલાં હું સ્વર્ગવાસી મહારાજ શાન્તનુનો સખા હતો. તે પછી તેમના પુત્રનો અભિભાવક છું—હસ્તિનાપુરના યુવરાજ દેવવ્રત ભીષ્મે, હસ્તિનાપુરના મહારાજ વિચિત્રવીર્યને માટે આપની બન્ને નાની કન્યાઓનું માંગુ કરવા મને આપની પાસે મોકલ્યો છે.

કાશી૦—બ્રાહ્મણ, આમ કેમ? આ તો સ્વયંવરસભા છે.

માધવ—તો મહારાજ, મારી પ્રાર્થનાનો અસ્વીકાર કરે છે?

કાશી૦—નિશ્ચેજ.

માધવ—મેં પણ એમ જ ધાર્યું હતું!—જય થાઓ! ( પ્રસ્થાન )

કાશી૦—આ શાના રંગ દેખાય છે! [ સુનન્દાનો પ્રવેશ. ]

સુનન્દા૦—મહારાજને, રાણી સાહેબ અંદર બોલાવે છે.

કાશી૦—કેમ!

સુનન્દા—મોટી રાજકુમારી બહુ જ રડે છે.

કાશી૦—રડે છે?—કેમ?

સુનન્દા—ખબર નથી.

કાશી૦—હું આવું છું, તું જા.

( સુનન્દાનું પ્રસ્થાન )

કાશી૦—આ બધી વાતો એવી બને છે કે જે કોઇ ભાવી અનિષ્ટનું સૂચન કરે છે. કાંઇ સમજાતું નથી કે શું થશે! ( પ્રસ્થાન )

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—કાશી, સ્વયંવરસભા.

**સમય**—પ્રાતઃકાળ.

[ ક્ષત્રિય રાજા લોકો અને મંત્રી સાથે ધીવરરાજ બેઠા છે. પાસે જ કાશીરાજના પુત્ર અને ભાટ વગેરે બેઠા છે. ]

શાલ્વ—કાશીરાજ ક્યાં છે ?

રાજકુમાર—એ કન્યાઓને લઇને આવે છે.

૧ રાજા—( ધીવરરાજ તરફ ઇસારો કરીને ) આ કોણ છે ?

રાજકુમાર—હાં, એ કોણ છે ?–તમે કોણ છો ભાઇ ?

ધીવર૦—હું ધીવરરાજ છું.

રાજકુમાર—કેમ ભાઇ !–તમે અહીં શા માટે આવ્યા છો ?

ધીવર૦—હું પણ એક કન્યાનો ઉમેદવાર છું.

રાજકુ૦—ઉમેદવાર એટલે ?

ધીવર૦—હું વિવાહ કરીશ.

રાજકુ૦—તમે શી જાતના છો ?

ધીવર૦—ધીવર.

રાજકુ૦—મલ્લાહ ?

ધીવર૦—નહીં, ધીવર.

રાજકુ૦—હું એમ પુછું છું કે તમારો રોજગાર તો માછલીઓ પકડવાનો છે ને ?

ધીવર૦—વારૂ, એમ સમજી લ્યો, તો તેથી શું ખોટું છે? કોઇને ફસાવવાની અપેક્ષાએ તો માછલીઓ પકડવી તે હજાર દરજ્જે સારૂં છે ને ?

રાજકુમા૦—ફસાવવું એટલે ?

ધીવર૦—ત્યારે આ શું છે ? બિચારા ભલા આદમીઓના છોકરાઓને નિમંત્રણ આપી બોલાવી પછી તેમની પીઠ ઉપર સદાને માટે ગધાડાનો બોજો લાદી નાંખવો–એના કરતાં તો માછલીઓ પકડવી એ બહુજ સારૂં છે. વળી માછલીઓ તો ખવાય પણ છે પણ એ આદમીઓના છોકરાઓ કાંઇ ખવાય છે !

રાજકુ૦—આ શું બકે છે ?

શાલ્વ—રાજકુમાર! એને બહાર કાઢી મુકો.

ધીવર૦—કાઢી મુકશો! કાઢો તો ખરા. જોઉ તો?

રાજકુ૦—આ ક્ષત્રિઓની સભા છે. અહીં ધીવરોને આવવાનો અધિકાર નથી.

ધીવર૦—હું રાજા છું.

રાજકુ૦—ધીવર વળી રાજા શાનો?

ધીવર૦—હું હસ્તિનાપુરના મહારાજનો સાસરો છું.

રાજકુ૦—કેવી રીતે?

ધીવર૦—મહારાજ શાન્તનુએ મારી પુત્રી મત્સ્યગંધાનું મારી પાસેથી માંગુ કરીને તેની સાથે પોતે લગ્ન કર્યું છે.

રાજકુ૦—ખરી વાત?

ધીવર૦—આ તો તદ્દન અજાણ્યાજ બની જાય છે' જુઓ છો મંત્રી! અજાણ્યાજ બને છે. જુઓછોને?

મંત્રી—જી, હા.

ધીવર૦—'જી, હા' શું!—એમ કહો કે 'હા, મહારાજ.' હમેશાં એટલું યાદ રાખવું કે હું રાજા છું.

રાજકુ૦—ક્ષત્રિય લોકો નીચ જાતિની કન્યા લઇ શકે છે પરંતુ પોતાની કન્યાઓ કોઇ નીચ જાતિને આપતી નથી.

ધીવર૦—ત્યારે તો તે એક મોટી કુરીતિ છે કેમ મંત્રી!

મંત્રી—અમારા મહારાજનું કુટુંબ, અહીં આવેલા રાજાઓના કુટુંબથી કાંઇ કમ નથી.

રાજકુ૦—ધીવરોનું કુટુંબ—એ તો સ્વતઃસિદ્ધ શૂદ્ર અને નીચ જાતિ છે.

ધીવર૦—મંત્રી! એ લોકો મારૂં અપમાન કરે છે. જુઓ છો?

મંત્રી—જી, એ તો જોઇ રહ્યો છું.

ધીવર૦—ફરી પાછું 'જી'! કહો કે 'જોઇ રહ્યો છું મહારાજ.'

રાજકુ૦—ચાલો ઉઠી જાઓ.

ધીવર૦—કેમ?

શાલ્વ—તમે અહીં શું કરશો?

ધીવર૦—વિવાહ કરીશું.

રાજકુ૦—સીધી રીતે નહીં ઉઠો તો ગર્દન પકડીને ઉઠાડવા પડશે.

ધીવર૦—શું ગર્દન પકડીને?

રાજકુ૦—હા.
ધીવર૦—ગર્દન પકડીને?
રાજકુ૦—હા, હા, ગર્દન?
ધીવર૦—મંત્રી–
રાજકુ૦—આસનથી ઉઠી જાઓ નહીં તો–
ધીવર૦—કેમ? કેમ ઉઠું?–મંત્રી!
મંત્રી—( કાનમાં કાંઇ કહે છે. ) રાજાસાહેબ, આસનથી ઉઠી જાઓ.
ધીવર૦—કેમ? કેમ? આસનથી કેમ ઉઠું? આસનથી?
મંત્રી—પહેલાં ઉઠી જાઓ. પછી વાત કરજો. નહીં તો–
ધીવર૦—નહી તો શું?
મંત્રી—નહીં તો અપમાન થશે.
ધીવર૦—ખરૂં? અપમાન થશે?
મંત્રી—આ લો. ત્યારે અપમાન થયું.
ધીવર૦—એં–એં.
મંત્રી—ઉઠો. નહીં તો બધી આબરૂ ગઈ!
ધીવર૦—એં–( ઉઠે છે. )
મંત્રી—હવે બહાર જતા રહો.
ધીવર૦—બહાર કેમ જાઉં?
મંત્રી—પહેલાં નીકળી જાઓ નહીં તો–
ધીવર૦—અપમાન થશે શું!
મંત્રી—હવે બાકી શું છે. ચાલો–
ધીવર૦—બાપરે–ચાલો, ચાલો ( જતાં જતાં પાછા ફરી ) પરંતુ–
મંત્રી—'પરંતુ' પછી–ચાલ્યા આવો. (હાથ પકડીને ખેંચી જાય છે.)
શાલ્વ—આને અહીં આવવા કોણે દીધા?–લો, આ મહારાજ જ અહીં આવે છે.

[ શંખધ્વનિની સાથે કાશીરાજ અને ઘુંઘટ કાઢેલી તેની ત્રણ સુસજ્જિતા કન્યાઓનો પ્રવેશ. ]

દ્વારપાળ—મહારાજની જય થાઓ! ( વાજીંત્ર વાગે છે. )
કાશીરાજ—મહારાજ વૃન્દ! આપના પધારવાથી મારૂં રાજ્ય, મારૂં ગૌરવ અને મારી સભાને ધંન્ય છે.

( બન્દીજનો સ્તુતિ કરે છે.

**वन्दे रत्नप्रभवमधिपं राजवंशप्रदीपं**
**शत्रुत्रासं प्रबलमतिशः क्षेममौलिं वरेण्यम्**
**धन्या काशिस्तयि समुदिते धन्यमेतत्कुटीरं**
**आगच्छस्वःप्रतिमनगरीं स्वागमं ते क्षितीशः**

કાશી૦—બધા રાજા લોકો આવી ગયા ?

રાજકુ૦—હા પિતાજી !

કાશી૦—હવે મારી મોટી કન્યા અમ્બા ! તું તારી ઇચ્છામાં આવે તે વરને વરમાળા આરોપ.

( અમ્બા પોતાની સખી સુનંદાની સાથે જઇને એકદમ શાલ્વના ગળામાં જયમાળા આરોપવા ઇચ્છે છે. એટલામાં માધવની સાથે ભીષ્મ પ્રવેશ કરે છે. )

ભીષ્મ—સબૂર.

( બધી સભા ચોંકી ઉઠે છે. ભીષ્મની તરફ જુએ છે. અંબા સ્તબ્ધ થાય છે. )

કાશી૦—( આગળ આવીને ) મહામતિ ભીષ્મ ! આવો બેસો.

ભીષ્મ—કાશીરાજ ! બેસવાની જરૂર નથી. હું અહીં નિમંત્રણથી આવ્યો નથી. મારી ઇચ્છા વિવાહ કરવાની નથી. તેમ અહીં મારે માટે આસન પણ નાંખેલું નથી.

કાશી૦—ત્યારે હસ્તિનાપુરના યુવરાજ અત્યારે અકસ્માત અહીં શાથી આવ્યા તેનું કારણ હું પુછી શકું ખરો ?

ભીષ્મ—કાશીરાજાની બે નાની કન્યાઓની હસ્તિનાપુરના મહારાજ વિચિત્રવીર્યને માટે હું માંગણી કરૂં છું.

કાશી૦—એ કેમ બની શકે યુવરાજ ! આતો સ્વયંવરસભા છે.

ભીષ્મ—કાશીરાજ એ તો હું પણ જાણું છું. પરન્તુ કાશીરાજાની એ બન્ને કન્યાઓને હું ચાહું છું. જો મહારાજ મારી આ વિનતિનો સ્વીકાર નહીં કરે તો હું આ કન્યાઓને બળપૂર્વક હરીને લઇ જઇશ.

કાશી૦—એમ બનવું અસંભવિત છે, કુમાર !

ભીષ્મ—તો મહારાજ મને ક્ષમા આપે ! હું આ બન્ને કન્યાઓનું હરણ કરીને જાઉં છું. જેનામાં તાકાત હોય તે મને રોકવા આવે. આવો— ( અંબાનો હાથ પકડે છે. )

શાલ્વ—આટલી હિમ્મત! ( તલવાર ખેંચે છે. )

કાશી૦—નિશ્ચય કુમારનું માથું ફરી ગયું છે. નહીં તો આ સ્વયંવર સભામાં બોલાવ્યા વિનાજ આવીને-

ભીષ્મ—આ સ્વયંવરમાં હસ્તિનાપુરના રાજાને કેમ નિમંત્રણ મોકલવામાં નથી આવ્યું તે હું જાણું છું. તેનું કારણ એ છે કે વર્તમાન મહારાજની માતા તે ધીવરની કન્યા છે. તમે લોકોએ પહેલેથી જ મૃત મહારાજ શાન્તનુના સાસરા ધીવરરાજને આ સભામાંથી બહાર કાઢયા છે. પરન્તુ ભીષ્મ પોતાના જીવતાં તો પોતાના પિતાનું અપમાન કદી થવા દેશે નહીં—એ યાદ રાખવું. હસ્તિનાપુરના અધિપતિ મહારાજ વિચિત્રવીર્યની સ્ત્રીઓ તરીકે આ કન્યાઓને હું લઇ જાઉં છું. જેનામાં શક્તિ હોય તે ભલે આવીને મને રોકે.

શાલ્વ—મહારાજગણ!

( બધા રાજાઓ સિંહાસન ઉપરથી ઉઠીને ભીષ્મની વિરૂદ્ધ તલવારો ખેંચે છે. )

ભીષ્મ—સૈનિકો! ( દશ હજાર સીપાઇઓ પ્રવેશ કરે છે. )

ભીષ્મ—આ કન્યાઓને તમારા ઘેરાવમાં લઇ જાઇને મારા રથ ઉપર બેસાડો. રસ્તામાં કોઈ રોકવા આવે તો હથિઆર ચલાવવામાં કાંઇપણ સંકોચ કરવો નહીં. (માધવ) કાકા, આપ આ લોકોની સાથે જાઓ.

( સૈનિકગણ ત્રણે કન્યાઓને ઘેરીને લઇ જાય છે. માધવપણ સાથે જાય છે. )

ભીષ્મ—અરે મહારાજાઓ! જો તમે લોકો એકે એકે અગર બધાય મળીને, હસ્તિનાપુરના મહારાજની વિરૂદ્ધ લડવા તૈયાર હો તો એકલો ભીષ્મ તમને સર્વેને યુદ્ધને માટે આમંત્રણ કરે છે.

શાલ્વ—કરો હુમલો.

( બધા રાજાઓ મળીને ભીષ્મ ઉપર આક્રમણ પણ કરે છે. )

ભીષ્મ—તો બહાર આવો. આ સભામંડપને તમારા રક્તથી કલુષિત નહી કરૂં.

( તલવાર ખેલતા અને પોતાની જાતને બચાવતા ભીષ્મ ત્યાંથી ચાલી નીકળે છે )

શાલ્વ—અહીંજ મારી નાંખો. ( રસ્તો રોકવા માંડે છે. )

ભીષ્મ—ત્યારે અહીં જ હત્યાકાંડ શરૂ થાઓ !

( રાજાઓ ઉપર આક્રમણ. પાંચ છ રાજાઓ ભીષ્મની તલવારના ઘાથી જમીન ઉપર પડી જાય છે. શાલ્વ પણ ઘાયલ થઇને પડી જાય છે. )

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—હસ્તિનાપુરના રાજમંડલનો એક ભાગ.

**સમય**—ત્રીજો પ્રહર.

[ સત્યવતી એકલી. ]

સત્ય૦—મારો પુત્ર પરણી ગયો અને મને તો તેની ખબરજ નહીં ! અરે મારી સલાહ લેવાની પણ જાણે જરૂર નહીં ! આ તો પોતાના જ ઘરમાં–શું એવી ઘૃણા પામેલી છું !

( વિચિત્રવીર્યનો પ્રવેશ. )

વિચિત્ર૦—મા મા તેં સાંભળ્યું ? ( ખાંસી આવે છે )

સત્ય૦—શું બેટા ?

વિચિત્ર૦—બધા રાજાઓ એક તરફ અને મોટાભાઇ બીજી તરફ હતા તોપણ (ખાંસી) આ યુદ્ધમાં મોટાભાઇની જીત થઈ છે ? સાંભળ્યું છે, મા ?

સત્ય૦—બેટા, સાંભળ્યું છે.

વિચિત્ર૦—મોટાભાઇના જેવો વીર ત્રિલોકીમાં નથી. (ખાંસી)

સત્ય૦—તને કન્યાઓ પસંદ પડી ?

વિચિત્ર૦—( માથું હલાવીને ) નહીં મા.

સત્ય૦—કેમ બેટા ! એ શું સુંદરી નથી ?

વિચિત્ર૦—છે તો સુંદરી ? પરન્તુ (ખાંસી) મારી અને એની પ્રકૃતિનો મેળ ખાતો નથી. (ખાંસી)

સત્ય૦—કેમ બેટા !

વિચિત્ર૦—એ બહુજ ચપલ છે, સદાય હસતી અને બોલતીજ જણાય છે, તે નિરોગી છે અને હું રોગી છું, હું ઉદાસ રહું છું (ખાંસી) મારામાં જરાય ઉત્સાહ નથી.

સત્ય૦—કેમ બેટા !

વિચિત્ર૦—કોણ જાણે કેમ મને તો એમ જણાય છે કે જાણે હું કોણ છું ! (ખાંસી) કોણ જાણે ક્યાંથી આવ્યો છું ! પૃથ્વીની સાથે

જાણે મેળજ ખાતો નથી! (ખાસી) હું જીવતો છું, તેનો અનુભવ કરવાની શક્તિ પણ મારામાં નથી. કદી કદી મને એવો સન્દેહ આવે છે કે હું તે જીવું છું કે મરી ગયો છું. (ખાંસી) મા, એ રાણીઓની સાથે હું પ્યાર કરી શકીશ નહીં. પરન્તુ (ખાંસી) તેમને જોઈ રહેવાનું મને બહુજ સારૂં લાગે છે–કારણ (ખાંસી) એ સુંદરી છે; તેનું ગાવું સાંભળવું બહુજ સારૂં લાગે છે, (ખાંસી) કારણ, તેમનો અવાજ મધુર છે, સુરવાળો છે. નહીં તો–

સત્ય૦—બેટા વિચિત્રવીર્ય! તને દુઃખ શાનું છે? તું રાજાનો છોકરો છે—તને શાની કમીના છે. બેટા તારો ચહેરો સદાય ઉદાસ કેમ રહે છે?

વિચિત્ર૦—મને કાંઈ કમીના નથી, એજ સૌથી મોટું દુઃખ છે. જો કોઇ અભાવનો અનુભવ થાય છે તો એ અભાવને દૂર કરવામાં મને પૂર્ણ સુખ મળે છે. હું રાજપુત્ર છું. મારે કાંઇ કામ કરવું પડતું નથી. મારે માટે જે કાંઇ કરવું પડે તેમ હોય–તે તો બીજા લોકો કરી આપે છે. હું તો સર્વેના સ્નેહનું પાત્ર છું. હું તો માત્ર જેમ રમવાનું રમકડું હોય તેવો છું–જીવતો મનુષ્ય નથી. આથી મારૂં જીવન જાણે એક શૂન્ય છે, મહા-અવસાદમય છે. જઉ અને જોઉ કે મોટાભાઈ કયાં છે?

(પ્રસ્થાન)

સત્ય૦—કેવી આશ્ચર્યની વાત છે! વિવાહ પછી તો આ છોકરો જાણે વધારે મંદ બની ગયો–અરે ઉલટો વધારે નિર્જીવ થયો.

(નીચું મુખ કરી વિચારતી જાય છે.)

(ચિન્તન કરતા ભીષ્મનો પ્રવેશ.)

ભીષ્મ—એ દિવસોમાં બાલિકા હતી, હવે એ પૂર્ણ યુવતી થઇ છે. એ જ મુખ, એ જ હાવભાવ, એજ દૃષ્ટિપાત–બધું એજ છે. માત્ર કટાક્ષમાં નવીન તેજ જણાય છે. તેજ અપૂર્વ છે. તેને મેં પહેલાં કદી દેખ્યું નહોતું. શરીરે દુર્બળ બહુ થઇ ગઈ. દેહનો વર્ણ પણ પીળો પડી ગયો છે. એ દેહલતાને યુવાનીની મધુરતા જાણે છુપાવે છે. જેમ વસન્તઋતુના આગમન સમયે નવાં પલ્લવો અને કલિઓ નીકળી આવી વૃક્ષને શોભા આપે તેમ

તેના શરીરમાં શોભા આવી છે. પણ આ શું? મારૂં હૃદય આમ ચંચળ કેમ થાય છે! પ્રલોભનને મેં પગવડે દળિત કરી દીધું છે, તો પણ ફુટી ગયેલા નગારાની પેઠે વચમાં તેનો ગુપ્ત પણ ગંભીર સ્વર ગાજી ઉઠે છે–મનુષ્યનું બળ શું એટલું દુર્બળ છે!

[ અમ્બાનો પ્રવેશ. ]

ભીષ્મ—( ચોંકીને ) તમે કોણ છો!

અમ્બા—કાશીના રાજાની કન્યા અમ્બા–યુવરાજ જરા મારી તરફ તો જુઓ. તમે મને ઓળખી શકો છો કે નહીં? કેમ આમ ચુપ છો!–બરાબર યાદ નહીં હોય! યાદ કરાવી આપું:–એક દિવસે એ કાશીમાં ગંગા નદીના તટ ઉપર, રાજમહેલની પાસેના પ્રમોદવનમાં વૃક્ષની નીચે ઘુંટણીએ પડીને જેની આગળ તમે કહ્યું હતું કે "તમારા રૂપનાં દ્વાર આગળ આવ્યો છું, અને ભિક્ષુક છું," તે, કૃત્રિમ સંન્યાસી, એ જ હું છું. હવે યાદ આવ્યું, યુવરાજ?

ભીષ્મ—( માથુ નમાવી ) યાદ આવે છે!

અમ્બા—'યાદ આવે છે!' ખરેખર વિચિત્ર પુરૂષ છો! સ્થિર સ્વરથી જાણે ગણિતનો સત્ય સિદ્ધાન્ત જણાવી દીધો!–વિચિત્રતાની અવધી થઈ! એક દિવસ, જેના પિતાના તમે અતિથિ હતા; જે નિત્ય સવારસાંજ તમારા મનનું રંજન કરનારી હતી, દિલને આનંદમાં રાખનારી હતી–તમારી સાથી થઇ હતી; જેના પગોની પાસે બેસીને–હાથમાં હાથ લઇને જેની ભોળી વાતો મંત્ર-મુગ્ધની પેઠે સાંભળતા હતા–અરે જે એમ પણ જાણતા હતા કે સંસારમાં બીજી કોઇ વાત સાંભળવા યોગ્ય નથી; નિત્ય જેના મુખ તરફ એવી રીતે જોઇ રહેતા હતા કે જાણે જગત્‌માં બીજી કોઈ વસ્તુ જોવા જેવી નથી, એક દિવસે જેની સાથે–

ભીષ્મ—ક્ષમા કરો દેવી! એ વીતી ગયેલી વાતોને યાદ કરવાની શી મતલબ છે? આજે તમારા અને મારા વચમાં એક અથાગ સાગર ઉછળી રહ્યો છે.

અમ્બા—યુવરાજ, હું જાણું છું! હું તમારી પાસે પ્રેમની ભિક્ષા માંગવા આવી નથી! તમે મને મારા પિતાને ત્યાંથી બળપૂર્વક હરી

લાવ્યા છો. હું મારી મેળે આવેલી નથી. તમે સત્ય કહ્યું કે—"તમારા અને મારા વચમાં એક અથાગ સાગર ઉછળી રહ્યો છે." અરે એથી પણ વિશેષ કહી દો કે તમે અને હું એ બન્ને જણ એકજ મનુષ્ય લોકમાં નિવાસ કરતા નથી. યુવરાજ ! તમે મનુષ્ય લોકના નિવાસી થાઓ, અગર મને સ્વર્ગ નહીં મળે તો નર્કમાં જઇશ; પરન્તુ મનુષ્ય લોકને તો હું લાત મારીશ.

ભીષ્મ—કેમ દેવી !

અમ્બા—એ વાત જવાદો—હવે હું તમને એ પુછું છું કે તમે મને બળપૂર્વક છીનાવીને શામાટે અહીં લાવ્યા ?

ભીષ્મ—સ્વયંવર સભામાંની ગડબડ અને કોલાહલમાં હું તમને ઓળખી શકયો નહીં.

અમ્બા—ગડબડમાં ઓળખી શકયા નહીં ?—મિથ્યાવાદી—ઠગ, મને છોડી દો.

ભીષ્મ—દેવી, આજ્ઞા આપો તો હું અત્યારે જ તમને તમારા પિતાને ઘેર પહોંચાડી દઉં.

અમ્બા—ન્યાયી—તમે બહુજ વિવેકી છો. પરન્તુ તમે રાજકુમાર થઇને આટલો પરિશ્રમ શું કરવા લો છો ? એવા પરિશ્રમની જરૂર નથી. પિતાને ઘેર નહીં જઉં. હવે હું મારા પતિને ત્યાં જઇશ, મને છોડી દો.

ભીષ્મ—પતિની પાસે ! દેવિ ! તમારો પતિ કોણ છે ?

અમ્બા—સૌભનરેશ શાલ્વ.

ભીષ્મ—શાલ્વ તમારો પતિ થાય ? સત્યાનાશ ! તેની સાથે તમારો વિવાહ પણ થયો નથી.

અમ્બા—ગમે તેમ જ ન હોય—હસ્તિનાપુરના યુવરાજ, તેમાં તમારૂં શું ગયું ? એ તો હોય કે ન હોય, મારા હૃદયમાં મેં એમને પતિ માનેલા છે. સ્ત્રી કાંઇ શિયાળની પેઠે દુષ્ટ અને ધૂર્ત, હોતી નથી. એ હવાની પેઠે અસ્થિર કે ચંચળ હોતી નથી. પુરૂષની પેઠે તે ઠગારી નથી. એકવાર સ્ત્રી પોતાના હૃદયમાં જેને પતિ માની લે છે તે ભાગ્યશાળી પુરૂષ મૃત્યુ પર્યન્ત એનો પતિ છે.

ભીષ્મ—તમે શાલ્વને ચાહો છો ?

અમ્બા—શા માટે ન ચાહું ? યુવરાજ, શું તમે એમ સમજો છો કે આ પૃથ્વી ઉપર ચાહવા યોગ્ય-પ્રેમનું પાત્ર-એક તમે જ છો ? તમે શું એમ સમજો છો કે હરેક ઘરમાં સ્ત્રીઓ પુષ્પચંદનથી તમારીજ પૂજા કર્યા કરે છે ?—હા, હું શાલ્વને ચાહું છું.

ભીષ્મ—દેવી, સાવધાન. શાલ્વ નીચ અને લંપટ છે.

અમ્બા—સાવધાન યુવરાજ, શાલ્વ મારા પતિ છે.

ભીષ્મ—એ પોતાના હાથે પોતાનો નાશ કરવા જેવું છે.

અમ્બા—તેમાં તમારૂં શું ગયું ?

ભીષ્મ—મારૂં શુ ગયું ? જો હું રોકી શકું તો તમારી આ આત્મ-હત્યાને ન અટકાવું ? દેવી, તમે બીજા કોઇને પોતાના પતિ તરીકે પસંદ કરી લો. આત્મહત્યા ન કરો.

અમ્બા—તમારી હિમ્મત પણ જબરી છે ! તમારો ઉપદેશ સાંભળવાની કોને ઇચ્છા જ છે ? મને છોડી દો.

ભીષ્મ—દેવી, આત્મહત્યા ન કરવી.

અમ્બા—મને છોડી દો.

ભીષ્મ—મ્હારાથી એ કામ નહીં બને. ક્ષમા કરો. બહેન, હું તમને એટલો ચાહું છું કે તમારી આત્મહત્યા મારાથી જોઇ જશે નહીં.

અમ્બા—તમે ચાહો કે ન ચાહો, તેથી કોનું સારૂં નરસું થાય છે ? હવે મારા ઉપર તમારો કાંઇ અધિકાર નથી. બ્રહ્મચારી ! મને છોડી દો. હું કસમ ખાઉં છું—આ જીવન અને મરણ પછી શાલ્વજ જ સર્વદા મારા પતિ થાઓ—છોડી દો મને, રાજદસ્યુ.

ભીષ્મ—તથાસ્તુ. બહેન, દ્વાર ખુલ્લાં છે દેવિ, તમે તમારા પતિ પાસે જાઓ. આશીર્વાદ આપું છું કે તમે યશસ્વિની થાઓ. વિવાહથી સુખી બનો !

અમ્બા—યુવરાજ, તમારા આશીર્વાદની કોને ઇચ્છા જ છે ? મારા જવાની તૈયારી કરી આપો—હસ્તિનાપુરની ઝેરી હવા છોડીને ચાલી જાઉં.

ભીષ્મ—તથાસ્તુ. તૈયાર થઇ જાઓ. હું પણ તૈયારી કરાવું છું.

( અમ્બા ક્રોધ દબાવતી નિષ્ફળ ક્રોધ કરતી જાય છે. )

ભીષ્મ—મારી વહાલી બહેન, જો તમને ખબર હોત કે મારા હૃદયમાં અત્યાર સુધી પ્રવૃત્તિઓનું કેવું યુદ્ધ ચાલી રહ્યું હતું તો તમે

ચકિત થઇ જાત. એ જ સાચી વીરતા છે. બાહુબળથી વિજય પ્રાપ્ત કરવો એ તુચ્છ વાત છે—એ કેવળ પશુશક્તિનું દર્શન કરાવે છે. પરન્તુ મનના મેદાનમાં ખડા થઇ, પોતાની મનોવૃત્તિઓની સાથે યુદ્ધ કરવું, તેમને હરાવવી એ જ મનુષ્યનું યથાર્થ શૂરાતન છે. [ માધવનો પ્રવેશ. ]

માધવ—દેવવ્રત !

ભીષ્મ—કેમ કાકા !

માધવ—વિચિત્રવીર્ય બહુ જ રડે છે. તમે જલદી ચાલો.

ભીષ્મ—રડે છે ! શાથી ?

માધવ—માલુમ નથી.

ભીષ્મ—હું જાઉં છું. એને અહીં જ લઇ આવું છું. કાકા તમે અહીં જ ઉભા રહો, કંઇક કહેવું છે.

( પ્રસ્થાન. )

માધવ—આ તો બધુંય બગડતું જ જાય છે.

[ સત્યવતીનો પ્રવેશ. ]

સત્ય૦—કોણ ? માધવ !

માધવ—કોણ ?-મહારાણી ?

સત્ય૦—દેવવ્રત ક્યાં છે ?

માધવ—રાણી સાહેબ, એને શોધવાની શી જરૂર છે ?

સત્ય૦—તેને જઇને કહો કે હું તેને જરા મળવા માંગુ છું.

માધવ—કેમ ?

સત્ય૦—હું એને તથા તમને એમ પુછવા માંગુ છું કે શું આ સામ્રાજ્યની હું કોઇ પણ નથી, રાજકુટુમ્બની હું કોઇ પણ નથી, વિચિત્રવીર્યની પણ હું કાંઇ ન થાઉં ?

માધવ—એવું કોણે કહ્યું !

સત્ય૦—એવું કહેવાનું પ્રયોજન નથી. એ તો કામમાંથી જ જણાય છે.

માધવ—એવું કયું કામ છે ? રાણીસાહેબ !

સત્ય૦—આ વિચિત્રવીર્યનો વિવાહજ લોને. કાશીરાજની કન્યાઓને બળપૂર્વક હરી લાવીને તમે તે બંનેને બાળક વિચિત્રવીર્યની સાથે પરણાવી દીધી. મને એક વખત પુછ્યું પણ નહીં ! આજે—( વધુ બોલાતું નથી. કંઠ રૂંધાય છે. )

માધવ—રાણીસાહેબ ! બાળકને ચક્ષ્મારોગ થયો છે. વૈદે કહ્યું છે કે તે જેટલો પ્રસન્ન રહેશે તેટલો તેના શરીરને અને મનને લાભ થશે.

સત્ય૦—પછી—

માધવ—એથી કરીને જ અમે, બન્ને સુંદર અને હસમુખી બાળિકાઓને લઇને એની સાથે વિવાહ કરી દીધો.

સત્ય—એ વાત એક વખત પણ મને પુછી શકાય તેમ ન હતું—કેમ ચુપ કેમ થઇ ગયા ?

માધવ—તેનો ઉત્તર રાણીને પસંદ આવશે નહીં.

સત્ય૦—તોપણ હું તે સાંભળવા ઇચ્છું છું.

માધવ—રાણીએ એક પુત્રને તો મારી નાંખ્યો છે. બીજા પુત્રની હત્યા અમે કરવા દઇ શકતા નથી.

સત્ય૦—સાવધાન બ્રાહ્મણ !

માધવ—અરે આ ધીવરની છોકરી ! આંખો કોને બતાવે છે ?

સત્ય૦—એમ ! સીપાઇઓ ! બાંધો એને.

( સીપાઇઓ માધવને બાંધે છે. )

સત્ય૦—કેદખાનામાં લઇ જાઓ—આ બ્રાહ્મણને શિયાળો અને કુતરાઓ પાસે સુંઘાવીશ. પછી જે થવાનું હશે તે થશે.

[ ભીષ્મનો ફરી પ્રવેશ. ]

ભીષ્મ—ઘરમાં આટલી ધાંધલ શાની ચાલે છે ? ( માધવની સામે જોઇને અને પછી રાણીની તરફ જોઇને ) સમજી ગયો—સીપાઇઓ બંધન છોડી નાંખો.

સત્ય૦—( સીપાઇઓને ) ખબરદાર !

ભીષ્મ—છોડી નાંખો ! ( સીપાઇઓ છોડી દે છે )

સત્ય૦—દેવવ્રત ! ( ભીષ્મ તેના તરફ જોયા વગર ચાલ્યા જાય છે. )

માધવ—રાણી સાહેબ ! શી આજ્ઞા છે ? (વ્યંગ કરીને ઘુંટણીએ પડે છે) ત્વામભિવાદયે ( તમને પ્રણામ કરૂં છું. ) ( પ્રસ્થાન )

સત્ય૦—પૃથ્વી આ પગ નીચેથી ખસી જા !—અને—અને—આ લજ્જા અને અપમાનની મારી હું ગળે ફાંસો ખાઈ મહાશૂન્યમાં મળી જાઉં ! મારી નસેનસમાં જાણે અગ્નિનો પ્રવાહ વહી રહ્યો છે ! રોમે રોમમાં જ્વાળા ઉઠે છે ! જાણે હું અગ્નિથી બળતી ન હોઉં. અરે અગ્નિ મને બાળીને ભસ્મ કેમ નથી કરતો ?

( વિચિત્રવીર્યનો પ્રવેશ. )

**વિચિત્રવીર્ય**—મા મા !

સત્ય૦—બેટા ! ના, ના હું તારી કોઇ નથી. બેટા ! વિચિત્રવીર્ય ! હવે હું તારી માતા નથી, કાળી નાગણ છું, જેના ઝેરી દાંતો ઉખડી ગયા છે. સૂકાઈ ગયેલા વૃક્ષના ઠુંઠા જેવી હું બની ગઇ છું, કે જેને ફરીથી નવપલ્લવો કે ફુલો આવી શકતાં નથી. તું છે રાજપુત્ર અને હું થઇ છું ભિખારણ ! જાણે હવે હું રાજ્યની કોઇ નથી, અરે તારી મા પણ જાણે નથી; જેમકે-રોગીના વમનનું અન્ન ખાનારી રસ્તાની કોઇ કૂતરી ન હોઉ ? હું તારી મા નથી. ભીષ્મ તારો ભાઇ છે પણ હું તારી કોઇ નથી ! આ શું, બેટા, આ શું કહેવાય, તારા આ ગુલાબી ગાલો ઉપર બે મોતીઓના જેવાં આસુઓ કેમ પડે છે ! તને શું થયું બેટા !

વિચિત્ર૦—હું તારો કોઇ નથી ?

સત્ય૦—કોણ કહે છે, બેટા ?

વિચિત્ર૦—તું કહે છે.

સત્ય૦—ના, ના, મેં જૂઠું કહ્યું. બધું જૂઠું છે. તું મારૂં સર્વસ્વ છે ! આ સંસારમાં મારૂં બીજું કોણ છે ? બે નેત્રો હતાં; એક ફુટી ગયું અને બીજું નેત્ર-બેટા તું છે. તું મારા નેત્રોનું તેજ છે. મારા શરીરનો પ્રાણ છે, મારી ક્ષુધાનો આહાર છે, અને પીપાસાનું પાણી છે-બેટા આવ, મારા અંકમાં આવ. હું પાપિની છું, તોપણ તારી માતા છું. હું અપમાનિત છું. દુઃખથી કરમાઈ ગઇ છું, વિશ્વથી ત્યજાયેલી છું; તોપણ તારી મા છું, મેં તને ગર્ભમાં ધારણ કર્યો છે, એને કર્યો નથી ! આવ બેટા, મારા ખોળામાં આવ-મારૂં સર્વ અપમાન હું ભૂલી જાઉં, મારા પ્યારા પુત્ર ! મારા સર્વસ્વ, આવ.

( વિચિત્રવીર્યને છાતી સાથે ચાંપે છે.)

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—સૌભનરેશ શાલ્વનું પ્રમોદવન.

સમય—સન્ધ્યા.

(શાલ્વ અને કેટલાક ખુશામતીઆ મશ્કરાઓ બેઠા છે. એ લોકો હલકા પ્રકારની ચેષ્ટાઓથી શાલ્વને ખુશ કરે છે અને મોટેથી હસે છે.)

૧ મશ્કરો—મને આશ્ચર્ય એ થાય છે કે મહારાજ, કાશીરાજાની કન્યાએ એવું કુલટાના જેવું આચરણ કેમ કર્યું.

શાલ્વ—એ તો જ્યારે મેં એમ સાંભળ્યું કે તે તેની ઇચ્છાથી જ ભીષ્મના રથ ઉપર જઇને બેઠી એટલે મેં મારાં ધનુષ્યબાણ મુકી દીધાં.

બીજો મશ્ક૦—મહારાજે એ તો બરાબર કર્યું.

શાલ્વ૦—નહીં તો ભીષ્મની શી તાકાદ હતી કે મારા હાથમાંથી મારો શિકાર છીનવી લઇ જાય ?

૩ મશ્ક૦—મેં એમ સાંભળ્યું છે કે એ રાજકન્યાની સાથે હસ્તિનાપુરના યુવરાજનો પ્રથમ પ્રણયસંબંધ હતો.

શાલ્વ—હા, એ હતો તો ખરો.

૪ થો મશ્ક૦—તો પછી રાજકુમારી મહારાજના ગળામાં જયમાળ આરોપવા માટે શાથી આવી? એ પણ એક જાણવા જેવી વાત છે.

શાલ્વ—એમાં આશ્ચર્ય શું છે? (૫ મા મશ્કરાની સામું જુએ છે.)

૫ મો મ૦—એમાં તે શું આશ્ચર્ય છે? મહારાજનો ચહેરો જોઇને આપણે પુરૂષ હોવા છતાં પ્રેમમાં પડીએ છીએ તો પછી કાશીરાજાની કન્યાને માટે લો શું કહેવું? (બધા હસે છે)

૧ લો મ૦—ત્યારે પછી રાજકુમારી ભીષ્મના રથ ઉપર શાથી આવી ગઇ?

બીજો મ૦—કુલટાઓના આચરણો એવાંજ હોય છે.

શાલ્વ—એ સ્ત્રી પુરેપુરી કુલટાજ છે.

૩ જો મ૦—વિવાહના પહેલાથી જ ?

૪ થો મ૦—મહારાજ, મેં પહેલેથી એવું સાંભળ્યું હતું કે ભીષ્મે તેનો ત્યાગ કરી દીધો છે.

શાલ્વ—ભીષ્મ તો બ્રહ્મચારી છે ને !

૪ થો મ૦—તો પછી એ ભીષ્મની પાસે કેટલા દિવસ ટકશે ? એ તો એને અહીં આવવુંજ પડશે.

શાલ્વ—આવે તોય શું અને ન આવે તોય શું ?

૧ મ૦—મહારાજને તો એક સોથી પણ સુંદર સ્ત્રીઓ છે.

શાલ્વ—એકાદ વધતી ઓછી થઇ તેથી શું થઇ ગયું ?

૩ મ૦—કદિ એ રાજકુમારી ખરેખર મહારાજની પાસે આવે તો ?

શાલ્વ—તો એને પાછી ભીષ્મની પાસેજ મોકલી દઉં.

[ અમ્બાનો પ્રવેશ. ]

૧ મશ્ક૦—આ વળી કોણ આવ્યું ?

૨ મ૦—ખરી વાત. આ કોણ આવ્યું ?

૪ મ૦—સુંદરી તો છે. જોતા નથી !

૩ મ૦—મહારાજ, તેની સામે એકીટશે કેમ જોઇ રહ્યા છે ?

શાલ્વ—રમણી, તું કોણ છે ?

અમ્બા—હું કાશીરાજની કન્યા છું.

શાલ્વ—આવો. આ તો ઓળખી લીધી—અમ્બા !—બહુજ આશ્ચર્યની વાત છે ? અહીં શી મતલબથી આવી છે ! કેમ ચૂપ રહી, બોલી દે ?

અમ્બા—કાશીરાજની કન્યા આજે શાલ્વના દ્વાર આગળ એકલીજ ઉપસ્થિત છે. તો પણ હે રાજેન્દ્ર ! મારી પ્રાર્થના મારે મ્હોંએથીજ કહેવી પડશે ?

શાલ્વ—ખરેખર આશ્ચર્યની વાત છે ! સુંદરી, તારી વાતથી તો મને ઉત્તરોત્તર વિસ્મય થાય છે.

અમ્બા—યાદ છે ! મહારાજ, સ્વયંવરા છતાં પણ સભામાં હું તમારા ગળામાંજ જયમાળા નાંખવા ગઇ હતી. આ સમયે હું પરણિત પતિની પાસે આવી છું.

શાલ્વ—શું હું તારો પતિ છું ?

અમ્બા—એ તો જે ઘડીએથી મેં તમને વરમાળા અર્પણ કરી ત્યારથીજ તમે મારા પતિ થઈ ગયા, મહારાજ એથી હું—

શાલ્વ—અત્યંત વિચિત્ર સ્ત્રી! તો શું મારે એમ સમજી લેવું કે તું મારી પાસેથી પત્નીત્વની ભિક્ષા માંગે છે!

અમ્બા—આ કાંઇ પત્નીત્વની ભિક્ષા નથી. પરંતુ પતિત્વનું દાન છે. જ્યારે મહારાજ, આપ સ્વયંવરની સભામાં ગયા હતા ત્યારે આપ મારી પાસેથી પતિત્વની ભિક્ષા માંગવાનેજ ગયા હતા. એ ભિક્ષા મેં આપને આપી હતી. તે પછી યુવરાજ ભીષ્મ પોતાના બાહુબળથી આ દુર્બળ હાથોમાંથી તે ભિક્ષા છીનાવી લઇ ગયો. હું એ ભિક્ષાને ફરીથી તમારા ભિક્ષાના પાત્રમાં લાવી છું.

શાલ્વ—આશ્ચર્ય છે! અત્યંત સાહસનું કામ છે! પણ નારિ! હવે તું પાછી જતી રહે. હું તારૂં એ દાન લેવા ઇચ્છતો નથી.

અમ્બા—નહીં સ્વામિન્! મને એ મારી ભિક્ષા પાછી આપવાનો અધિકાર નથી. રાજન્, એ તો જે ભિક્ષા આપી દીધી તે આપીજ દીધી! સ્ત્રીઓ જે આપે છે તે એકદમ આપી દે છે—જન્મભરને માટે આપી દે છે. આટલી સહેલી રીતે—અનાયાસે—અને નિડરતાથી—જગત્માં આટલું બધું દાન બીજું કોઈ આપતું નથી. જેને કદી અગાઉ જોયો પણ ન હોય, જેની પાછલી હકીકત બીલકુલ ખબર પણ ન હોય, અને જેના સંબંધમાં એટલી પણ માહિતી ન હોય કે એ તે સ્વર્ગનો દેવતા છે કે નરકનો કીડો છે એવા પુરૂષને સર્વસ્વ એક હૃદયનું રત્ન, એક જીવન, મોટામાં મોટી આશા, પોતાનું ભવિષ્ય, સુખદુઃખ, સ્વચ્છંદતા, સ્વાધીનતા, જ્ઞાન, ધર્મ—કર્મ—મોક્ષ, જન્મ જન્માન્તર, એ બધુંય એક દિવસમાં—અરે એક ઘડીમાં આપી દેવું એ જેવું તેવું દાન નથી! એવા પુરૂષને સર્વસ્વ આપી દેવું—એટલું બધું દાન આપવું—એ સ્ત્રી સીવાય આ સંસારમાં બીજા કોઈથી થઇ શકતું નથી. મહારાજ, હું ફસી પડી છું, પણ ખબર નથી કે અમૃતની નદીમાં કે વિષના કુંડમાં—સ્નેહના આલિંગનમાં કે સર્પના દંશમાં! હવે ફંદામાં પડી તે પડી! હવે નીચે પડતાં મને કોઇ રોકી શકતું નથી. એટલી શક્તિ કોઇમાં છેજ નહીં.

શાલ્વ—(મશ્કરાઓને) આતો અતિ આશ્ચર્યની વાત છે! અરે હજુ-

રીઆઓ ! આવી નિર્લજ રીતે યાચના કરનારી રાજકન્યા તમે કદી પણ જોઇ છે ?—જા સુંદરી ! સૌભરાજ તો ભીષ્મની એંઠી થયેલી કન્યા કદી ગ્રહણ કરવાનો નથી. જા હવે ભીષ્મ જ તારો પતિ છે. જો પતિની જ ઇચ્છા હોય તો તેની પાસે જા અને ભીષ્મ જો તને ચાહતો ન હોય તો આ મારી સભામાં તું પણ રહે. મારી આ સેંકડો વેશ્યાઓની સાથે તું પણ નાચજે અને ગાજે. ભોજન અને વસ્ત્ર હું તને આપીશ.

અમ્બા—અરે સ્વર્ગના નિવાસી દેવગણો ! આ મસ્તક ઉપર આપ વજ્રનો ઘા કરો. આ દુષ્ટોના કુંડમાં હું મને પોતાને નાંખવા આવી છું. શું ગળામાં ફાંસી નાંખીને આત્મહત્યા કરવાને એક દોરડું પણ મને ન મળ્યું ? એ કલ્પવૃક્ષના ફુલની સુગન્ધ છોડીને આ ગળી ગયેલા દુષ્ટોના દુર્ગન્ધ દુષિત વાયુનું સેવન કરવાને હું આવી છું ?—સૌભરાજ ! હું રાજકન્યા નથી, કુલકલંકિની છું, વારાંગના છું. મારા મસ્તક ઉપર લાત મારો.

૧ લો મશ્કo—આ કેવું સુંદર રૂપ છે ?

૨ જો મશ્ક—મહારાજ ! આ સ્ત્રી તો કાંઇક દીવાની બની ગઈ છે !

અમ્બા—હું કાંઇ ગાંડી થઇ ગઇ નથી. મહારાજ ! તમારા આશ્રયની ભિક્ષા માંગવા માટે હું આવી નથી. હું તો સડી ગયેલાં મુડદાંઓના કુંડમાં આમ વિસર્જન કરવા આવી હતી—શાથી ? એ હું નહીં કહું ? આ પ્રકાશ હવે મને અસહ્ય થયો છે. અરે મારી પ્રાર્થના એવી જ છે કે મારા જીવનમાં પ્રલયનો અન્ધકાર છવાઇ જાય. એ ઘોર અંધકારમાં હું જઇને સંતાઉ ? આ એક ભ્રમણ કરતો અને લક્ષ્ય વગરનો જીવન્ત નરક કુંડ છે.—આ કુંડ નરાધમ છે ? અરે નરકનો કીડો છે ! એને હું મારો પતિ બનાવવા આવી હતી ! મને ફાંસો ખાવાનું દોરડુંએ કેમ મળ્યું ?

૩ મશ્કo—મહારાજ, આ સ્ત્રી તો આપને ગાળો દઈ રહી છે .?

અમ્બા—તો પછી અહીં જ જીવન-નાટકનો પડદો ભલે પડે.

( કમરમાંથી કટાર કાઢવા જાય છે. )

૨ મશ્કo—અરે આને કાઢો.

શાલ્વ—ભીષ્મની આ વેશ્યાને દૂર કરો.

અમ્બા—( કટાર કાઢીને ) તો હું નહીં મરૂં—તો તું જ મર.

( વીજળીના ચમકારાની ઝડપથી આગળ વધી શાલ્વને કટાર ભોંકી દે છે. )

બધા મશ્કo—આ શું ! આ શું ? ( શાલ્વને ઘેરી લે છે. )

અમ્બા—હું અમ્બા નરહત્યા કરનારી, પિશાચી, કુલટા બધીએ છું, પણ કેવળ ભીષ્મની વેશ્યા નથી.

( અટ્ટહાસ કરતી જતી રહે છે. )

( આકાશમાં શિવ, પાર્વતી અને વ્યાસનો પ્રવેશ. )

વ્યાસ—વિશ્વંભર, આપ આ શું કરી રહ્યા છો ? ? મને એમાં કાંઈ સમજણ પડતી નથી. મારા પિતા પરાશર છે ? માતા સત્યવતી છે ? પિતા મહર્ષિ છે ? અને માતા ધીવરની કન્યા છે !

શિવ—ઋષિવર ! લજ્જાથી કેમ શિર નીચું નમાવ્યું ? પરાશર અવશ્ય ઋષિ હતા તો પણ મનુષ્ય જ—માત્ર દુર્બળ મનુષ્ય પ્રાણી હતા ! તામસી પ્રકૃતિમાં તેમનું પદસ્ખલન થઇ ગયું તો તેમણે યુગ-વ્યાપી તપ કરી અને શુદ્ધ અધ્યયન કરી તેનું પ્રાયશ્ચિત્ત કર્યું !—જાઓ વ્યાસ તમે જો ખુદ કામદેવને જીતી શકો તો તમે અવશ્ય પોતાના પિતાની નિન્દા કરજો, અને જો શરીર તથા મન વડે—આન્તર અથવા બહારથી—તમે કામદેવને જીતી શકો તો તમે પણ મહાદેવ છો.

વ્યાસ—વિશ્વંભરમાં કોઇએ કામદેવને જીત્યો છે ?

શિવ—એક આદમીએ જીત્યો છે.

વ્યાસ—એનું નામ શું છે ?

શિવ—ભીષ્મ.

વ્યાસ—દેવવ્રત ભીષ્મ ?

શિવ—હા, એક દેવવ્રત ભીષ્મ જ આ જગત્‌માં કામદેવને જીતનારો છે ! એથી એનું નામ ભીષ્મ પડેલું છે. કામદેવને જીતી લીધો છે—તેમ જગત્‌માં ભીષ્મ અજેય છે.

વ્યાસ—ભીષ્મ કેવી રીતે અજેય છે ?

શિવ—એણે પોતાના શરીર અને મનને કર્તવ્યનાં ચરણોમાં અર્પણ કરી દીધાં છે. વ્યાસ તમે જ એને કર્તવ્યના મહાવ્રતની દીક્ષા આપી છે. તમે જ એના ગુરૂ છો.

વ્યાસ—સમજી ગયો, ભગવન્ !–આપનાં ચરણોમાં પ્રણામ કરૂં છું.

( પ્રણામ અને પ્રસ્થાન. )

શિવ—કેવી આશ્ચર્યની વાત છે ?

પાર્વતી—એવું તે શું આશ્ચર્ય છે પ્રાણનાથ !

શિવ—પ્રિયતમે, હું જાણતો હતો કે આ બ્રહ્માંડમાં હું એકલો જ કામદેવને જીતનારો છે. પરન્તુ મને હવે જણાય છે કે પૃથ્વી ઉપર મારી બરાબરી કરનારો એક પુરૂષ છે ખરો.

( ગંગા પ્રવેશ કરે છે અને શિવ તથા પાર્વતીને પ્રણમે છે. )

શિવ—શી ખબર છે ?

પાર્વતી—બહેન, કુશળ તો છે ને ?

ગંગા—દેવિ ! બધાં કુશળ છે–મહાદેવ ! તમારે બે પત્નીઓ છે–એક તમારા અડધા અંગમાં નિવાસ કરે છે, અને બીજી પત્ની એક દિવસે, પ્રભો ! તમારા શિર ઉપર હતી. આજે એજ તમારી પત્ની તમારાં ચરણોની નીચે પાપ–તાપથી તપ્ત થયેલી પૃથ્વીની છાતી ઉપર છે. મનુષ્યોના શોકથી હું રાતદિવસ રોઇ છું, હવે મારાથી એ સહન થઈ શકતું નથી.

શિવ—ગંગા, એમ શાથી ?

ગંગા—અબળા સ્ત્રીઓને પ્રતિદિન પુરૂષો સતાવ્યાં કરે છે.–આ જુઓ, મહાદેવ, કાશીરાજની કન્યા અમ્બા હવે ઉપેક્ષિતા થઇને ઘરોઘર રખડતી ફરે છે. તેનો પિતા તેને આશ્રય આપવા ઇચ્છતો નથી. એથી ઉન્માદ પામી હોય એમ એ રાજકન્યા ભીષ્મના પ્રેમદ્વારની પાસે ભિક્ષુકીના રૂપે ઉભી છે–હે નાથ ! આ મૂઢ દેવવ્રતને સત્યના બન્ધનથી મુક્ત કરી દો.

શિવ—નહીં, ગંગા. સંસારમાંથી એ મહાન્ મહિમાને હું ઉઠાવીશ નહીં. નહીં તો પૃથ્વી શૂન્ય બની જશે.

ગંગા—તો પછી આ અબળા સ્ત્રી (અમ્બા)ના હૃદયમાં પણ શાન્તિ કરો.

મહાદેવ–ગંગા, જેને જે મળવું જોઇએ તેને તે હું અવશ્ય આપીશ. દેવી, તમે તમારે જતા રહો ! પોતાના કર્તવ્યનું પાલન કરો.

( સર્વેનું પ્રસ્થાન. )

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—હસ્તિનાપુરમાં રાજમહેલમાં ભીષ્મનો અવાસ.

સમય—ચાંદનીની રાત્રે.

( અમ્બા અને સુનન્દા. )

અમ્બા—સખી, પગ કમ્પે છે !

સુનન્દા—મનને મજબૂત કરો.

અમ્બા—યુવરાજને શું કહું ?

સુનન્દા—એ તો તારી જે ઈચ્છા હોય તે કહેજે ! એ ખરાખર છે કે અબળા નારીનો ધર્મ સર્વદા " લજ્જા રાખવી " એ છે અને પોતાની રક્ષાની માટે " સંયમ " એ એનો કિલ્લો છે. પરન્તુ જયારે નારી એ સીમાનું ઉલ્લંઘન કરે છે ત્યારે સખી, તેનો ધર્મ એથી ઉલટો જ થઇ જાય છે !

અમ્બા—પરન્તુ સખી, લજ્જા એજ રમણીનો સનાતન–ચિરન્ત ધર્મ છે.

સુનન્દા—એનો સમય હવે વીતી ગયો. તેં શું નથી કર્યું ? તું સુંદરી, અને શાલ્વને ત્યાં પત્નીભાવની યાચના કરવા ગઇ અને નર-હત્યાના અંધ કૂપમાં પણ ઉતરી ચુકી. હવે રાજકુમારી ! તું શામાટે અચકાય છે ? આક્રમણ કર. આ જીવન–યુદ્ધમાં જીવનની બાજી ખેલી નાંખ–પ્રણય કરી લે નહીં તો કાર્ય સિદ્ધ કરી લે અથવા પ્રાણ અર્પણ કરી દે–બીજો કોઇ માર્ગ નથી.

અમ્બા—પરન્તુ દેવવ્રત તો બ્રહ્મચારી છે.

સુન્દરી—પણ એ સંસારી પુરૂષનું બ્રહ્મચર્ય ! એ તો સારહીન શોખનો સંન્યાસ છે. એ તો સખી, મદ્યના વ્યસનીએ મદ્ય પીવાનું વ્યસન છોડી દેવા જેવું છે ? એ તો બિલાડી માંસ ખાવાનું છોડી દે એવું છે. સખી ! એવું વ્રત તો ક્યાં સુધી ટકી રહે એવું છે ! લો, આ દેવવ્રત જ આવે છે. હું જાઉછું. (પ્રસ્થાન)

અમ્બા—સત્ય કહે છે સખી–બ્રહ્મચર્ય ખરૂં પરન્તુ સંસારી પુરૂષનું ? અને જો દેવવ્રતની એ પ્રતિજ્ઞાને તોડી ન શકું તો હું સ્ત્રી પણ નહીં.

( ભીષ્મ પ્રવેશ કરે છે પરન્તુ અમ્બાને જોઇને તે પાછો ફરવાની ઈચ્છા કરે છે. )

અમ્બા—દેવવ્રત, ક્યાં જાઓછો ? જરા ઉભા રહો. રાત્રી આવતાં સૂર્યની પેઠે મને જોઇને કેમ નાસી જાઓ છો? દેવવ્રત, શું હું કાંઇ ખૂની છું કે ડાકણ છું ? સર્પ છું કે વાઘ ? શું હું કાંઇ વ્યાધિ છું કે દુર્ભિક્ષ છું ? સપ્રિયતમ !—આ શું ?—એકાએક ઘડીમાં તમારૂં મુખકમળ કેમ કાળું પડી ગયું ? જાણે કોઇ ભયથી તમે વિહ્વળ ન બની ગયા હો !—આ શું ? દેવવ્રત મેં શું કર્યું છે ? મારાથી એવો તે કયો મોટો અપરાધ થઇ ગયો છે ? કેવળ હું તમને ચાહું—બીજું કાંઇ જ કર્યું નથી.

ભીષ્મ—દેવી તમારી વાતો હું સાંભળી ચુકયો છું—પરન્તુ દેવી મને ક્ષમા આપો ! હું બ્રહ્મચારી છું.

અમ્બા—ખોટી વાત છે. તમે સુકુમાર છો, તમે જ્ઞાની છો, તમે જૂઠું શાથી બોલો છો ?

ભીષ્મ—હું બ્રહ્મચર્યવ્રત ધારણ કરી ચૂકયો છું.

અમ્બા—એને હવે છોડી દો. જુઓ દેવવ્રત ! દરેક યુગમાં કેટલાએ ઋષિ, મહર્ષિ, બ્રહ્મર્ષિ, આદિ થઇ ગયા છે કે જેમણે પોતાની અમિત તપસ્યા અનાયાસે જ સ્ત્રીઓનાં ચરણોમાં અર્પણ કરી દીધી છે, તમે કાંઇ ઋષિ નથી. કામદેવ ઉપર વિજય મેળવનાર તો એક મહાદેવ જ છે—મહેશ્વર પરમેશ્વર છે. તમે તો કાંઇ સ્વામી કે ઇશ્વર નથી. જે કાંઇ મનુષ્યથી બની ન શકે તે તમે કર્યું છે. દેવવ્રત, તમે કામને જીત્યો છે ? શું આ સત્ય છે ?

ભીષ્મ—કામને જીત્યો નથી. જો મેં કામને જીત્યો હોત તો—હું તમને એટલાં તો ચાહું છું કે જો મેં કામને જીત્યો હોત તો તમને એક સ્તનપાન કરતી બાળકીની પેઠેજ નિર્ભયતાથી છાતી સાથે લગાવત. અરે હાય, સ્ત્રીનું જે પવિત્ર વક્ષઃસ્થળ બચ્ચાંઓને માટે અમૃતના ઝરા સમાન છે તેજ યુવકોના પિપાસુ નેત્રોમાં તીવ્ર વિષની વર્ષા કરે છે ! જે, સ્ત્રીના માતૃભાવને પ્રકટ કરે છે તેજ કામદેવનો પણ કોટ છે ! જે, સૌંદર્યનું દેવમન્દિર છે અને ભક્તિનું પ્રાર્થનામન્દિર છે એ જ લાલસાનું ઘર છે—લુટારાઓનો અખાડો છે ! ના, ના, હું કામનો જીતનારો નથી. હું તો તેનાથી ડરૂં છું; એને લીધે હું રમણીઓથી ડરતો રહું છું: એને લીધે જ મા, મા, કહીને સ્નેહના પવિત્ર તીર્થમાં

તીર્થયાત્રીની પેઠે જેની તરફ હું દોડવા ચાહું છું, તેનાથી એ પ્રમાણે જાણીને જ નાસું છું. જેમ એક મનુષ્ય અજગરથી દૂર નાસે તેની પેઠે. ( ત્યાંથી જવા ઇચ્છે છે ! )

અમ્બા—પ્રિયતમ ! આપ ક્યાં જાઓ છો ? મને આ અપાર સાગરમાં ડુબાડો નહીં.

( ઘુંટણ ટેકાવીને બેસી જાય છે. )

ભીષ્મ—દેવી ! રડશો નહીં ! હું હૃદય આગળ કરીને તેના ઉપર વજ્રની ચોટ લાગે તો તેને સહન કરી શકું છું, ભૂખ્યા વ્યાઘ્રની ગર્જનાને તુચ્છ સમજીને ડરતો નથી, પરન્તુ સ્ત્રીઓનાં અશ્રુઓને હું દેખી શકતો નથી–સ્ત્રીઓનાં આંસુઓમાં મારૂં ધૈર્ય ગળી જાય છે. અમ્બા—આ શું ? આ ચિત્ત ફરીથી ચંચળ થઇ રહ્યું છે ! ના આ પ્રવૃત્તિને આજે મટાડી દઇશ. બ્હેન ! તમને આજે આ શુભ મુહૂર્તમાં મારા આ હૃદયના સિંહાસન ઉપર માતાના રૂપમાં બેસાડીશ. અન્ધવાસનાને આજે મૃત્યદંડ આપીશ, કામનાનું ગળું આજે દબાવી દઇશ; આશક્તિની જ્વાળાને ઓલવી નાંખીશ; પાપના કાંટાવાળાં વૃક્ષોને જડ-મૂળથી ઉખાડી નાંખીશ !–તમે મારી માતા છો.

અંબા—( ચોંકીને ) શું કહું ! આ શું ! ઓ નિષ્ઠુર ! ઘાતકી ! ના, ના, હું એમ માનીશ નહીં ! હું માનવાની નથી ! મને ચક્કર આવે છે–પડી જાઉ છું–મને પકડી રાખો પ્રિયતમ:

( પડતી અમ્બાને ભીષ્મ પકડી રાખે છે. )

ભીષ્મ—આ શું ! તમે કાશીરાજાની કન્યા છો ! તમે કાંઈ બાળક નથી. આવું હીન આચરણ તમને શોભતું નથી. મારાં પ્રાણાધિક પુત્રી, અહીંથી ચાલ્યાં જાઓ, મેં તમને મારી જનુનીના પદ ઉપર બેસાડયાં તેમ આજે તમને મેં માતા બનાવ્યાં છે. એ પવિત્ર માતા–પુત્રના નાતાને હવે આ હીન આચરણથી કલુષિત ન કરો ! આ નાતો બીજા બધા કરતાં પવિત્ર છે.

અમ્બા—દેવવ્રત ! બધું જુઠું છે. હું તમારી માતા નથી. મેં તમારી માતાનું કોઈ કામ કર્યું નથી ! ઉચ્ચારણમાં–માત્ર બોલવામાંજ શું એવો મોહ છે કે જે પોતાની શક્તિના બળથી સત્યનો નાશ કરી શકે?

ભીષ્મ—તમે શું સમજો! માતાના નામ માત્રમાં કેટલી શક્તિ છે, એની તમને કલ્પના ક્યાંથી આવે? માતાના નામમાં જે અર્થ રહેલો છે તે કોઇ કોષમાં પણ નથી. માતાના નામમાં જે અમૃત રહેલું છે તે ઇંદ્રના કોઈ ભંડારમાં પણ નથી! રોગશય્યા ઉપર પડેલો દર્દી જ્યારે આર્તનાદથી "મા" શબ્દ વડે પોતાની તીવ્ર વેદનાને પ્રકટ કરે છે ત્યારે તેની અડધી વેદના તો અમૃત સરોવરમાં ડુબી જઇને નાશ પામે છે. તેને બહુજ શાન્તિ મળે છે. માતાના નામનો પ્રતાપ એવો છે કે પશુ પણ તેનાથી વશ થઇ જાય છે. માતાનું નામ શોકથી તપ્ત થયેલા હૃદયને શીતળ કરે છે.–કાનોમાં સ્વર્ગના સંગીતની વર્ષા કરે છે. માતાનું નામ આનન્દથી વિહ્વળ થયેલી જીવ્હામાં ગુપ્ત રહે છે અને બહાર આવતું નથી. તે આર્ત અને દુઃખી મનુષ્યના ઓષ્ઠ ઉપર કમ્પે છે અને વાયુ ઉપર નૃત્ય કરે છે. માતાના નામથી પૃથ્વી પવિત્ર થાય છે. માતાના નામની પ્રાપ્તિથી સ્વયં જગદીશ્વરી ગૌરી પોતાને ધન્યભાગ્ય માને છે. મા તમે આજે તમારા કામિની–ભાવનું દમન કરો અને દેવી બનો. મા, આજે તમારા આ સ્વેચ્છાચારને દબાવી દો. પૃથ્વી ઉપર અમૃતધારા વર્ષાવો. માતા, જરા જુઓ કે તમારી છાતી ઉપર આ જગત્ બાળકની પેઠે નિશ્ચિન્ત સુઇ રહ્યું છે.

અમ્બા—ના ના, હું બહેરી છું મને કાંઈ સંભળાતું નથી. હું જવાની નથી. આજે હું અથાગ નરકમાં ડુબી જઇશ. છેવટે હું ફરીથી ચેષ્ટા કરી જોઉં–અરે ઓ પ્રકાશમાન્ ચંદ્રમા, તારૂં મુખ છુપાવી લે. અરે નક્ષત્રો, તમે પ્રકાશ આપતાં બંધ પડી જાઓ અને હે વિશાળ પૃથ્વિ, તારા કાન બ્હેરા થઇ જાઓ.

ભીષ્મ—દેવિ, આ શું કહો છો?

(અમ્બા પોતાના ચહેરાને વધુ તેજસ્વી બનાવે છે અને ચહેરા ઉપરથી કપડું ખસેડી નાંખે છે.)

અમ્બા—દેવવ્રત, બરાબર જોઇલો.

ભીષ્મ—જોઇ રહ્યો છું.

અમ્બા—શું જુઓ છો?

ભીષ્મ—આ તો તમે નથી પણ; પણ કોઈ ઉન્માદિની સુંદરી ઉભી છે. તેના ભરચક ગાલો કામનારૂપી મદિરા પીવાથી લાલ થઇ ગયા છે. તેની આંખોમાંથી નર્કકુંડની આગની જવાળા સળગી રહી છે. બન્ને ઓષ્ઠ વિષમય હાસ્યથી ભરેલી લાલસાથી શિથિલ છે. કાળી નાગણીના સમાન વાંકી ગરદન ઉપર કેશ-કલાપ લટકી રહ્યો છે. જાણે કે કાળરૂપી સર્પિણી માનવ સ્વરૂપમાં ઉભી ન હોય. જાણે એક પ્રલોભન મૂર્તિમન્ત થઇને ઉભું થું; જાણે રક્ત-માંસથી વ્યાપ્ત શરીરમાં છુપાઇ રહેલું વિનાશક તત્વ છે-અરે જીવતો જાગતો મહાન્ અભિશાપ છે !

અમ્બા—આવો પ્રિયતમ !–આ દુઃખમય સંસારમાં થોડાઘણા દિવસોની તો જીંદગી ઉપભોગ માણવાની હોય છે. ઉપભોગ કરી લો. (હાથ પકડે છે.)

ભીષ્મ—(હાથ છોડાવી) અમ્બા ! તમારી આ ચેષ્ટા નિષ્ફળ છે. આ ભીષ્મની અચળ પ્રતિજ્ઞા છે, જે કદાપિ ટળી શકતી નથી. એ કોઇ ભીરૂ પુરૂષનો શ્મશાન વૈરાગ્ય નથી. આ યાચનાની સકામ તપશ્ચર્યા નથી પણ ભીષ્મની ભીષણ પ્રતિજ્ઞા છે-ત્યાગીના શપથ છે. ગમે આ ગ્રહો પોતાની કક્ષામાંથી ભ્રષ્ટ થાય, ચંદ્રમામાંથી ભલે અગ્નિનો વરસાદ વર્ષે, નક્ષત્રોનો પ્રકાશ ભલે બંધ પડી જાય, પર્વતો ધૂળના ઢગલાની પેઠ ભલે વિખરાઇ જાય, સમુદ્રનું જળ એક નાના ખાબોચીઆની પેઠે ભલે સૂકાઇ જાય પરંતુ ભીષ્મની પ્રતિજ્ઞાનો કદિ ભંગ થવાનો નહી. બ્રહ્માંડના આ બ્રહ્મણુની વચ્ચે ક્ષુબ્ધ થયેલા સંસારની ગડમથલમાં, મનુષ્યોના મિથ્યા વાદોની વચ્ચે આ ભીષ્મની પ્રતિજ્ઞા એવી તો અટલ અને અચળ છે કે જાણે નક્ષત્રોની મધ્યમાં ધ્રુવનો નિશ્ચળ તારો જ જોઇ લો.

(પડદો પડે છે.)

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—પરશુરામના આશ્રમ આગળનું આંગણું.

સમય—પ્રાતઃકાળ.

[ પરશુરામ વેદી ઉપર બેઠા છે. સામે અમ્બા ઉભી છે. ]

અમ્બા—દેવ, મને બીજી કોઇ વસ્તુની અપેક્ષા નથી; મારે ભીષ્મની પ્રતિજ્ઞા તોડાવવી છે. એની જીવન પર્યંતની સાધનાને નિષ્ફળ કરીશ; એના વ્રતને નષ્ટ કરીશ; અને ઘમંડને ચૂર્ણ કરીશ. એના આ કૃતિમ વેષને છિન્નભિન્ન કરી નાંખીશ અને તેનું ખરૂં સ્વરૂપ શું છે તે ખુલ્લું કરી સર્વ જગત્‌ને બતાવી દઇશ. એક વખત દેખાડી દઇશ કે દેવવ્રત માત્ર નામધારી સંન્યાસી હતો.

પરશુ—એનું પ્રયોજન ?

અમ્બા—પ્રયોજન એજ કે આ પૃથ્વીતળ ઉપર નારીનાં મહિમાની પ્રતિષ્ઠા થાય; સિંહાસન ઉપર નારી જાતિની નિર્વાસિત ક્ષમતા સ્થાપન થાય; પુરૂષો સ્ત્રીઓને એમના ન્યાયથી પ્રાપ્ત થતા અધિકાર ફરીથી આપે. બસ પ્રયોજન એ જ છે.

પરશુ—એ કેવી રીતે ?

અમ્બા—આ ચરાચર જગત્ એ જાણી લે કે આ વિશ્વમાં પુરૂષ નહીં પણ સ્ત્રીજ પ્રભુ છે. હું બતાવી આપવા માંગુ છું કે જયાં જયાં નારીના રૂપનાં કિરણો પડે છે ત્યાં ત્યાં પ્રેમશ્વર્ય પોતાનું મસ્તક નમાવી દે છે. હે ભગવન્ ! કેવી આશ્ચર્યની વાત છે કે જે કામદેવની પ્રભુતાનો સર્વ જગત સ્વીકાર કરે છે; જેનું પુષ્પબાણ વિશ્વવિજયી છે; જેનો પિતા સાક્ષાત્ શ્રી મધુસૂદન છે; જેને ભસ્મ કરવાને લીધે ભગવાન્ શંકર મહાદેવ કહેવાય છે; એજ કામદેવનું બાણ આજે આ તુચ્છ દેવવ્રતની પ્રતિજ્ઞાને ડગાવી શકતું નથી !—ભગવન્ ! પ્રકૃતિના આ મહાન્ અનિયમને દૂર કરો, સ્ત્રી જાતિના સનાતન અધિકારની રક્ષા

કરો અને આ તુચ્છ પુરૂષના અહંકારને ચૂર્ણ કરો!—બસ મારી એટલીજ ઇચ્છા છે.

પરશુ—અરે આ શું સત્ય હશે? મનુષ્યથી એમ બની શકશે ખરૂં? વારૂ, હું પરીક્ષા તો કરૂં કે દેવવ્રતનું વ્રત કેવું દૃઢ છે?

(ભીષ્મનો પ્રવેશ.)

ભીષ્મ—આ દાસ ચરણોમાં પ્રણામ કરે છે.

પરશુ૦—દેવવ્રત! તારો જય થાઓ.

ભીષ્મ—આપે મને યાદ કર્યો છે?

પરશુ૦—હા; કેટલાક દિવસોથી મેં તને જોયો નહોતો; આ તું બહુજ શિથિલ અને શીર્ણ થઇ ગયો છે. તારૂં એ તેજસ્વી દર્પમય સૌમ્ય મુખમંડળ આજે બહુજ શાન્ત થઇ ગયું જણાય છે. એ તીવ્રદૃષ્ટિ આજે નમ્ર બનેલી, સ્નેહપૂર્ણ, મલિન અને અશ્રુવાળી જણાય છે. માથામાં ટાલ પડી ગઇ છે. આંખોની નીચે પણ તેજ હીનતાનો જમાવ થયો છે. વત્સ, તારા મનમાં કોઇ દુશ્ચિન્તા, કોઈ ઘોરનિરાશા કે દુઃખ હોય એમ લાગે છે. દેવવ્રત, કેમ, આવી દશા છે?

ભીષ્મ—ગુરૂદેવ! તે વખતે હું બાળક હતો અને હવે હું આધેડ થવા આવ્યો છું. દિનપ્રતિદિન શરીરમાં વૃદ્ધાવસ્થાનો પ્રભાવ ફેલાતો જાય છે.

પરશુ૦—શરીરમાં એ તેજજ નથી.

ભીષ્મ—ના, એ તેજ નથી.

પરશુ૦—એ વખતનો દેવવ્રત અને અત્યારનો પણ દેવવ્રત! કેટલું બધું અન્તર!

ભીષ્મ—આ દાસને આજે આપે શાથી યાદ કર્યો?

પરશુ૦—તે કહું છું; કાશીરાજાને ત્યાં સ્વયંવર થયો હતો ત્યાંથી તું કન્યાઓનું હરણ કરી લાવ્યો હતો?

ભીષ્મ—ગુરૂદેવ! હા; તે મને યાદ છે.

પરશુ૦—કાશીરાજની બે નાની કન્યાઓ હસ્તિનાપુરના રાજા વિચિત્રવીર્યની રાણી થઇ છે. પરન્તુ મોટી કન્યા અંબા અવિવાહિત છે.

ભીષ્મ—એ સમાચાર હું સાંભળી શકયો છું.

પરશુ૦—એ નિર્ભાગિની કન્યાએ આજે આવીને મારો આશ્રય લીધો છે.

ભીષ્મ—ગુરૂદેવ ! સમજી ગયો.

પરશુ૦—ત્યારે તું એની સાથે લગ્ન કરી લે.

ભીષ્મ—એ કેવી રીતે બને ?

પરશુ૦—તેં એ રાજકુમારીને ભ્રષ્ટ કરી છે–તેં એનો હાથ પકડયો છે.

ભીષ્મ—તો પણ એની સાથે મારૂં લગ્ન થવું અસંભવિત છે.

પરશુ૦—અસંભવિત છે !–શું તું એના ઉપર પ્રેમ રાખતો નથી ?

ભીષ્મ—હું એવો પ્રેમ રાખું છું કે તેને સ્પર્શ કરતાં ડર લાગે છે– વખતે અસાવધતાથી સૌન્દર્યના એ તપોવનને હું કલુષિત્ ન કરી દઉં.

પરશુ૦—ઘણા જ આશ્ચર્યની વાત છે !–દેવવ્રત ! શું વિવાહ કરવો એ પાપ છે ?

ભીષ્મ—પાપ નથી. પણ તે પુણ્યનું સામ્રાજ્ય છે. પરન્તુ હું શું કરૂં ? એ રાજ્યમાંથી મને સદાને માટે દેશવટો મળેલો છે.

પરશુ—કેમ ?

ભીષ્મ—મેં સદાને માટે બ્રહ્મચર્ય વ્રત ગ્રહણ કર્યું છે.

પરશુ—કોની આજ્ઞાથી ?

ભીષ્મ—ઇશ્વરની.

પરશુ—ઈશ્વરની ? ઇશ્વર કયાં છે ?

ભીષ્મ—ગુરૂદેવ ! આપણા હ્રદયમાં જ.

પરશુ—એ વળી તને કોણે કહ્યું ?

ભીષ્મ—મહર્ષિ વ્યાસે !

પરશુ—એ આજ્ઞાનું તે પાલન કર્યું છે ?

ભીષ્મ—હા, ગુરૂદેવ ! જગત્‌માં ચાલતા સ્વાર્થના યુદ્ધમાં, સંસારના કોલાહલમાં એ આજ્ઞા નિરંતર સંભળાતી નથી. પરંતુ કદી કદી એવી ઘડી પણ આવે છે કે જયારે તેના ગૂઢ સ્વરને તેના ગંભીર આહ્વાનને અને તેના મધુર સંગીતને હું સાંભળુ છું.

પરશુ—તેં એ આજ્ઞા માની છે?

ભીષ્મ—હા, માની છે.

પરશુ—ખોટી વાત. હું તારો ગુરૂ છું; હું આજ્ઞા કરૂં છું-તું અમ્બાની સાથે લગ્ન કર.

ભીષ્મ—ગુરૂદેવ! એ તો અસમ્ભવ છે!

પરશુ—અસંભવ છે?

ભીષ્મ—ક્ષમા કરો, હું પ્રતિજ્ઞાના બંધનથી બંધાયેલો છું. જીવનપર્યન્ત હું બ્રહ્મચારી છું.

પરશુ—તો શું મારે એમ સમજવું કે તું અસ્વીકાર કરે છે?

ભીષ્મ—ગુરૂદેવ! શું કરૂં ?-હવે વિવાહ કરવાનો મને અધિકાર નથી. હું સત્યના બંધનથી બંધાયો છું.

પરશુ—એ બંધનને તોડી નાંખ.

ભીષ્મ—ક્ષમા કરો.

પરશુ—આજ તારી ગુરૂભક્તિ કે ?-તું મારો શિષ્ય છે!

ભીષ્મ—હું આપનો શિષ્ય છું પરંતુ હું ભીષ્મ છું.

પરશુ—પરશુરામની આજ્ઞા છે. તારે વિવાહ કરવો.

ભીષ્મ—તો મને મૃત્યુનો દંડ આપો; હું એ આજ્ઞાને માનનાર નથી.

પરશુ—ભીષ્મ, હું આજ્ઞા કરૂં છું કે તું વિવાહ કર; હું ભગવાન્ પરશુરામ આજ્ઞા કરૂં છું.

ભીષ્મ—ગુરૂદેવ! પિતાએ મૃત્યુ સમયે મારો હાથ પકડીને મારી પાસે એવી ભિક્ષા માંગી હતી કે "તારે વિવાહ કરવો." અને હું એવું માનું છું કે પિતાજ જગત્માં સાક્ષાત્ ઇશ્વર છે. પરંતુ મેં એમનું કહવું માન્યું નહીં. પિતાની આજ્ઞા ઉપર મેં મારા કર્તવ્યને સ્થાન આપ્યું. દેવ! હું આપનાં ચરણોમાં પ્રાર્થના કરૂં છું કે મને ક્ષમા કરો.

( પ્રણામ કરવા ઇચ્છે છે. )

પરશુ—તો તું શું મારી આજ્ઞા અમાન્ય કરે છે?

ભીષ્મ—ભગવન્! શું આપ જાણો છો કે જગત્માં મારૂં નામ ભીષ્મ શાથી પડયું છે ?-મેં મારી સંભોગવાસનાને તૃપ્ત કરીને એ નામ પ્રાપ્ત કર્યું નથી. ગુરૂદેવ, આ બ્રહ્મચર્ય વ્રત-આ કઠોર વ્રત ફુલોની કોમળ શય્યા નથી. મારૂં જીવન સંભોગસુખથી

સર્વથા શૂન્ય છે. મારૂં સર્વ જીવન સ્ત્રીપ્રેમના સુખથી વંચિત છે, સન્તાનના સુખથી શૂન્ય છે. જેને સંસારમાં સઘળાં સુખોનું મૂળ ગણવામાં આવે છે; જેનું મુખ જોઇને મનુષ્યો અનાયાસેજ સંસારનાં બધાં દુઃખો, રોગની યાતનાઓ, દારિદ્રની વેદનાઓ, ગુલામીના ટપલાઓ અને દિવસભરની ઉદાસીનતાને ભૂલી જાય છે; પરદેશમાં જે નિરાશાની શૂન્યતાને પૂર્ણ કરે છે, મરણ પછીના ઘોર અંધકારને જે પ્રકાશિત કરે છે; એવા પુત્રરૂપી રત્નનું મુખ જોવાના સુખથી હું જન્મભર વંચિત થયો છું. ગુરૂદેવ! આપની આજ્ઞાનો સ્વીકાર નહી કરવાને હું તૈયાર થયો છું તે શું કોઈ મોટા સુખની વાંચ્છનાથી? ના ના.

પરશુ—આ વિવાહ કરવાથી તને એવું જ સુખ મળશે.

ભીષ્મ—ગુરૂદેવ, ક્ષમા કરો, હું બ્રહ્મચારી છું.

પરશુ—ભીષ્મ! હું આ છેલ્લી વાર કહું છું! વિવાહ અગર મોત જે ઇચ્છામાં આવે તે પસંદ કરી લે.

ભીષ્મ—જરૂરજ પડશે તો હું મોતનેજ પસંદ કરીશ.

પરશુ—બહુ સારૂં તો પરમ દિવસે સવારમાં કુરૂક્ષેત્રમાં સશસ્ત્ર પરશુરામની સાથે તારી ભેટ થશે. શસ્ત્ર લઇને આવવું.

ભીષ્મ—શસ્ત્ર લઇને શા માટે આવું?

પરશુ—મને એમ જણાય છે કે તારી વીરતાનો ઘમંડ બહુજ વધી ગયો છે; તેથી તું પરશુરામની આજ્ઞાને તુચ્છ માનીને તેનો અસ્વીકાર કરે છે, હું તારા એ ઘમંડને તોડી નાંખીશ.

ભીષ્મ—મારી એટલી શક્તિ નથી કે હું પરશુરામ ભાર્ગવની સાથે યુદ્ધ કરૂં.

પરશુ—તું ડરે છે?

ભીષ્મ—ભય કોને કહે છે તે તો હું જાણતો પણ નથી. તોપણ ગુરૂની પાસે યુદ્ધ કર્યા વિનાજ હું મારી હારનો સ્વીકાર કરૂં છું.

પરશુ—તું ક્ષત્રિયનો પુત્ર છે! ભીરૂ! હું તને યુદ્ધને માટે બોલાવું છું.

ભીષ્મ—હું પ્રાર્થના કરૂં છું—ગુરૂદેવ! સાવધાન! સુતેલા ક્ષત્રિયના પરાક્રમને જગાડીને ઉત્તેજીત ન કરો.

પરશુ—હું એકવીશ વાર તો આ ભારતભૂમિને ક્ષત્રિઓથી શૂન્ય કરી ચુકયો છું.

ભીષ્મ—એ સમયે ભીષ્મ નહીં હતો.

પરશુ૦—તારી એટલી બધી હીંમત !

પરશુ૦—ગુરૂદેવ ! શિષ્ય ચરણોમાં પ્રણામ કરે છે.

પરશુ૦—શસ્ત્ર લઇને પરમ દિવસે સવારમાં કુરૂક્ષેત્રના મેદાનમાં યુદ્ધને માટે આવવું.

ભીષ્મ—ત્યારે સારૂં, ગુરૂની એ આજ્ઞાનું પાલન કરીશ. ભીષ્મ ચરણોમાં પ્રણામ કરે છે.

પરશુ૦—જા, દેવવ્રત યુદ્ધને માટે તૈયાર રહેવું.

ભીષ્મ—હું તૈયાર રહીશ. ( પ્રસ્થાન )

પરશુ૦—આશ્ચર્યની વાત છે ! ભીષ્મ ખરો ક્ષત્રિય છે ! શું આ પણ સંભવિત છે ! મારા પ્રિયશિષ્ય ! આવો અટળ તો હિમાલય પણ નહીં હોય. સત્ય છે કે અસત્ય ? હું તારી પ્રતિજ્ઞાની શક્તિની પરીક્ષા કરીશ, જોઇશ કે આ તારી પ્રતિજ્ઞા પરશુની તીક્ષ્ણ ધારને સહી શકે છે કે નહીં !

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—શયનગૃહ.

સમય—

[ વિચિત્રવીર્ય શય્યામાં પડયો છે, પાસે સત્યવતી બેઠેલી છે. ]

સત્ય૦—દિવસ વ્યતીત થઈ ગયો, ધીરે ધીરે બધુંય પ્રકાશહીન અને મલીન થતું ચાલે છે. સૂર્ય અસ્ત થયો છે, આ અભાગિણીએ એક પુત્ર તો ગુમાવ્યો છે અને બીજો પુત્ર પણ ધીરે ધીરે શ્વાસ લેતો આ મૃત્યુશય્યા ઉપર પડયો છે. જુઓ આ તેના મુખમંડળ ઉપર મૃત્યુનું વાદળ છવાતું જાય છે, મૃત્યુની ગતિ રોકવાની શક્તિ મારામાં નથી–વિચિત્રવીર્ય સ્વપ્ન જોઇ રહ્યો છે અને સ્વપ્નમાં હસી રહ્યો છે.

વિચિત્ર૦—( નેત્રો ઉઘાડીને ) મા–મા !

સત્ય૦—શું છે ? બેટા, કેમ આમ ચોંકી ઉઠયો ?

વિચિત્ર—મા હું કયાં છું ?

સત્ય૦—કેમ! આપણા મહેલમાં.
વિચિત્ર૦—ઓ! આ તે સવાર છે કે સાંજ?
સત્ય૦—સાંજ છે.
વિચિત્ર૦—ઓરે-(ફરીથી આંખો મીચે છે)
સત્ય૦—બેટા, તારી તબીયત કેવી છે?
વિચિત્ર૦—બહુજ સારી છે, મા (ખાંસી)
સત્ય૦—ખરી વાત?
વિચિત્ર—ખરેખરી વાત કે તબીયત સારી છે-મોટા ભાઈ ક્યાં છે?
સત્ય—બહાર છે બોલાવું?
વિચિત્ર—ના, અત્યારે જરૂર નથી પણ મૃત્યુના પહેલાં એમને હું એક વાર મળવા માંગું છું.
સત્ય૦—બેટા! આ તું શું બોલે છે! આવી વાત કેમ કરે છે!
વિચિત્ર૦—જો ભુલીશ નહી, મારા મૃત્યુ પહેલાં જરૂર એમને બોલાવી લેવા.
સત્ય૦—હું એને હમણાં જ બોલાવી લઉં છું.
વિચિત્ર૦—ના, એ તો હરઘડી મારી પાસે બેસી રહે છે. રાતે પણ નિંદ્રા લેતા નથી, કેટલીએ વાતો કરે છે, મા એવો તો કોઇને મોટો ભાઇ નહી હોય, (ખાંસી) માતા, થોડું જળ આપો!

(સત્યવતી જળ આપે છે.)

વિચિત્ર૦—અરે જો આ સૂર્ય અસ્ત થઇ ગયો. મા જો (ખાંસી)
સત્ય૦—શું બેટા!
વિચિત્ર૦—આ પેલું ઘર જો! એના ઉપર સૂર્યનાં સોનેરી કિરણો પડી રહ્યાં છે, કેવું સુંદર દશ્ય છે!
સત્ય૦—ઘણું જ સુંદર દશ્ય છે!
વિચિત્ર—અને મારા શરીર ઉપર પણ જીવનનાં અંતિમ કિરણો આવીને પડયાં છે-વારૂ મા, મનુષ્ય મૃત્યુ પછી ક્યાં જાય છે?
સત્ય૦—બેટા! એવી વાતો શાથી કરે છે?
વિચિત્ર૦—ના એતો અમસ્તો જ પુછું છું-વારૂ, આ આકાશ આટલું નીલું કેમ હશે?
સત્ય૦—એ તો બધી વિધાતાની સૃષ્ટિ છે. એટલે તેને ખબર.
વિચિત્ર૦—મને તો એમ જણાય છે કે મૃત્યુનો એવો જ નીલો રંગ

છે—મૃત્યુ એવું જ અસીમ છે—એ તો ઠીક પણ, મા, મોટા-ભાઇ દેખવામાં તો એવા વીર જણાતા નથી (ખાંસી)—મા, તકીઓ તો ઠીક કરો.

( સત્યવતી તકીઓ ઠીક કરે છે. )

વિચિત્ર૦—મને તો એમ જણાય છે કે એમનું શરીર જાણે સ્નેહનું જ બનાવેલું છે. એ બહુ જ ગંભીર છે. જાણે કે સમુદ્ર (ખાંસી) કેમ, મા ?

સત્ય૦—બેટા, હું જાણતી નથી.

વિચિત્ર૦—મા, જો મોટાભાઇએ વિવાહ કર્યો હોત તો સુખી થાત. મા, મોટાભાઇએ કેમ લગ્ન ન કર્યું ?

સત્ય૦—ઓ:—

વિચિત્ર૦—આ શું ! મા, ફરીથી તું હાથ વડે મ્હોંને ઢાંકી દે છે ! રોઇશ નહી. મોટાભાઇના વિવાહની વાત નીકળતાં જ તું રડે છે—રડીશ નહીં.

સત્ય૦—ના બેટા ! પરન્તુ તું એ વાત મને પુછ નહીં—બીજી બધી વાત ભલે પૂછજે—માત્ર—એજ—વાત પુછીશ નહીં.

વિચિત્ર૦—કેમ મા, આજે તારે કહેવું જ પડશે. હું જયારે સાંભળીશ ત્યારે જ મરીશ. (ખાંસી) જોઉં તો ખરો કે અહીંથી પરલોકમાં જઇને ત્યાંથી તારે માટે તથા તેમને માટે કાંઇ શાન્તિના સમાચાર મોકલી શકું છું કે કેમ—મા બોલ તો ખરી.

સત્ય૦—તારા મોટાભાઇ સ્વર્ગના દેવતા છે અને પૃથ્વી ઉપરના મનુષ્ય નથી. એને અમે લોકો બરાબર ઓળખી શકતાં નથી. આ સ્થૂળ, કઠિન, પ્રકાશ અને અન્ધકારથી મિશ્ર થયેલા સ્વાર્થ-રાજયના એ નથી. જાણે કે એ કયાંથી આવ્યા છે તેની પણ કાંઈ સમજ પડતી નથી. સ્વાર્થત્યાગના મહામંત્રને મુખથી કહીને તેનો પ્રચાર કરવાને તે આવ્યા નથી પરન્તુ પોતાના કાર્યોથી જ તેનો પ્રચાર કરવાને આવ્યા છે.

વિચિત્ર૦—મા, કહે, હજુ પણ વધારે કહે. મોટાભાઇની વાર્તા કહે. તેમના જીવનનો ઇતિહાસ અનેકવાર મેં તારા મુખથી સાંભળ્યો છે—(ખાંસી) આજે તે ફરીથી કહે, હું સાંભળું. એ મને એક માયાની કહાણી જેવો લાગે છે—જેટલો હું સાંભળું છું તેટલો

જ તે વધારે સાંભળવાને મારી ઇચ્છા થાય છે. (ખાંસી) મા, થોડુંક પાણી આપો.

( સત્યવતી જળ આપે છે. )

સત્ય૦—બહુ જ કષ્ટ થાય છે ?

વિચિત્ર૦—ના, કાંઈ થતું નથી. આ ચંદ્રમા ઉદય પામે છે. કેવો સુંદર છે !

( ચંદ્રમાની તરફ એકી ટસે જુએ છે. )

સત્ય૦—ફરી એક વખત દવા પી લે, બેટા !

વિચિત્ર૦—ચુપ રહે !–અદ્ભુત છે.

સત્ય૦—શું અદ્ભુત છે ?

વિચિત્ર૦—મા, જરા વહુઓને તો બોલાવ. એમનું એક ગીત સાંભળવાનું મન થયું છે. (ખાંસી) એમની વાતચીત, એમનું ગીત સાંભળવું મને બહુજ પસંદ છે. એ મારા ઉપર બહુ જ પ્રેમ રાખે છે.–પરન્તુ એમને હું સુખી કરી શકયો નહીં. (ખાંસી) એમને જરા બોલાવને મા !

સત્ય૦—હમણાં બોલાવું છું.

( સત્યવતીનું પ્રસ્થાન )

વિચિત્ર૦—ગીત સાંભળતો મરૂં. આ પૂર્ણ ચંદ્રમાની ચાંદનીમાં, આ નીલ આકાશની નીચે એ સુંદર સ્ત્રીઓનું ગીત સાંભળતાં સાંભળતાં મરૂં.

[ અમ્બીકા અને અમ્બાલિકા ગાય છે. ]

( ભીષ્મ અને માધવનો પ્રવેશ. )

ભીષ્મ—ભાઈ હવે કેમ છે ? ( નાડી જોઇને ) આ શું !–આ તો તદન બરફ જેવી થઈ ગઇ છે ? શ્વાસ પણ ચાલતો નથી—

માધવ—( ભયભીત થયાના ભાવથી ) હેં ! દેવવ્રત ! એ શું થયું ?

ભીષ્મ—( ફરીથી પરીક્ષા કરીને ) મરણ થયું.

માધવ—બેટા ! મારા પ્રાણાધિક ! ( વિચિત્રવીર્યના શરીરને બાઝી પડે છે. )

સત્ય૦—બેટા ! બેટા !–મૂર્છિત થઇને ભોંય ઉપર પડે છે. )

( અંબિકા અને અંબાલિકા બન્ને ડરતી ડરતી પરસ્પર એક બીજાની સામે જુએ છે. ભીષ્મ દ્વાર આગળ ઉભા રહે છે. )

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—હસ્તિનાપુરના રાજમહેલનો એક અવાસ.
**સમય**—ત્રીજો પહોર.

[ માધવ અને ધીવરરાજ ]

માધવ—તે લોકોએ તમને સ્વયંવર સભામાંથી ઉઠાડી મુકયા ?
ધીવર૦—હા ઉઠાડી મૂકયો.
માધવ—બરાબર સમજ પડી'તી ?
ધીવર૦—બરાબર.
માધવ—પછી ભીષ્મની સાથે રાજાઓનું યુદ્ધ થયું ?
ધીવર૦—હા થયું'તું.
માધવ—તમે કઈ તરફ હતા ?
ધીવર૦—એકે તરફ નહીં.
માધવ૦—વચમાં હતા ?
ધીવર૦—વચમાં પણ નહીં ?
માધવ—પછી ?
ધીવર૦—એક તરફ—
માધવ—તીર ચલાવ્યું હતું ?
ધીવર—હા, ચલાવ્યું'તું.
માધવ—કોના ઉપર ?
ધીવર૦—એ તો ખબર નથી.
માધવ—આંખો મીંચીને ચલાવ્યું હતું ?
ધીવર૦—હા.
માધવ—તે પછી તમે ભાગી ગયા હતા ?
ધીવર૦—હા ભાગી ગયો'તો.
માધવ—આટલા દિવસ કયાં હતા ?
ધીવર૦—જંગલમાં.
માધવ—ત્યાં શું જોયું ?
ધીવર૦—વાઘ.
માધવ—તમે પહેલાં તો કહી ગયા છો કે-રાણી
ધીવર૦—એજ હશે.
માધવ—પછી ?

ધીવર૦—પછી એણે મારો કેડો લીધો.
માધવ—કોણે ? વાઘે કે રાણીએ ?
ધીવર૦—એ કાંઇ બરાબર સમજમાં આવ્યું નહીં.
માધવ—કેડો લીધો ?
ધીવર૦—હા, કેડો લીધો.
માધવ—અને તમે એકદમ જીવ લઇને ભાગ્યા ?
ધીવર૦—હા, હું ભાગ્યો-જીવ લઇને ભાગ્યો !
માધવ—ત્યાંથી ભાગીને એકદમ અહીં આવ્યા ?
ધીવર૦—હા, એકદમ અહીં આવ્યો.
માધવ—તમારા મંત્રી ક્યાં છે ?
ધીવર૦—એ તો મરી ગયા.
માધવ—કેવી રીતે મરી ગયા ?
ધીવર૦—મારા તીરથી.
માધવ—તમારા તીરથી ?
ધીવર૦—હા, પછીથી મને એમ જ જણાયું.
માધવ—ઓ !-તમે આંખો મીંચીને તીર ચલાવ્યું એટલે મંત્રીને જ લાગ્યું ?
ધીવર૦—એમ તો જણાય છે.
માધવ—તમે ના મરી ગયા ?
ધીવર૦—ના.
માધવ—જીવતા છો ?
ધીવર૦—જણાય છે તો એવું કે હું જીવતો છું.
માધવ—ક્યાં છો ?
ધીવર૦—વચમાં.
માધવ—કોના વચમાં ?
ધીવર૦—એક તરફ યુદ્ધ અને એક તરફ રાણી છે.
માધવ—રાણી કે વાઘ ?
ધીવર૦—વાઘ
માધવ—આતો એમ જણાય છે કે તમે દીવાના બની ગયા છો.
ધીવર૦—જણાય છે કે હું બની ગયો છું.
માધવ—હવે શું કરશો ?

ધીવર૦—એનો જ વિચાર કરૂં છું.
માધવ૦—અહીં રહેશો ?
ધીવર૦—એ જ વિચાર કરૂં છું.
માધવ—કે ઘેર જશો ?
ધીવર૦—અરે બાપરે !
માધવ—તમારી સ્ત્રી જોવામાં કેવી લાગે છે !
ધીવર૦—બાપરે બાપ.
માધવ૦—જુઓ ધીવરરાજ, હું તમને એક સલાહ આપું છું.
ધીવર૦—શી ?
માધવ૦—ઘેર જતા રહો.
ધીવર૦—રાણીની પાસે ?–ઓ બાપરે ?
માધવ—જુઓ, સ્ત્રી ગમે તેવી હોય; એના જેવું કામકાજ કરનારૂં મનુષ્ય મળશે નહીં.
ધીવર૦—એ કેમ !
માધવ—જુઓ, મહીને પગાર આપીને મનુષ્ય રાખો–તો એ રસોઇ કરશે પણ વાસણો માંજશે નહીં, વખતે વાસણ માંજશે તો છોકરાઓને ખવરાવી પીવરાવી પાળશે નહીં પરન્તુ એક સ્ત્રીની પાસે તો જૂતા સીવડાવવાથી તે દુર્ગાપાઠ સુદ્ધાં બધુ કામ કરાવી શકાય છે. એવી સ્ત્રીને મુકી દેશો નહીં.
ધીવર૦—વાત તો ખરી છે–બાપ–( કમ્પે છે. )
માધવ૦—શું છે ?
( ધીવરરાજને પથ્થ તરફ આંગળી કરી બતાવે છે. )
માધવ—ઠીક થયું, તમારી રાણી અહીં જ આવી ગઇ. હું બધો ઝઘડો મટાડી દઉં.
ધી૦ રાણી–અરે ઓ કાળમુખા ! આખરે આ જમાઇને ત્યાં આવીને અડંગા નાંખ્યા છે ! અરે અભાગી–
માધવ—આટલી તેજ–આવી ગરમી ઠીક નહીં રાણી સાહેબ ! સાંભળો, આ તમારા શબ્દો અશ્લીલ છે.
ધી૦ રાણી–તેથી શું થયું
માધવ—એ કાંઇ પતિભક્તિનું લક્ષણ નથી.
ધી૦ રાણી–આવા પતિની ભક્તિની વળી જાતિ હશે !
માધવ—પતિ ગમે તેવો હોય તો પણ એ પતિ છે. આ જન્મમાં તો

બીજો પતિ થવાનો કાંઇ ઉપાય નથી. એની સાથે મળીને જ ચાલવું જોઇએ. નહીં તો જીવન સર્વદા અશાન્તિમાં વ્યતીત થાય છે.

ધી૦ રાણી—વાત તો ખરી છે. વારૂ હવે ચાલો ઘેર જઇએ.

માધવ—જાઓ ધીવરરાજ, તમારી સ્રી બહુ જ નર્મ ભાષામાં તમને બોલાવે છે. જાઓ

ધીવર૦—તે મારૂં બહુ જ અપમાન કરે છે.

ધી૦ રાણી—હું છું તો અપમાન પણ કરૂં છું. નહીં તો તમારૂં અપમાન કરનારૂં પણ કોઇ નથી. કયાંઇ જઇને જુઓને જોઉં તો—કોણ અપમાન કરે છે ?

ધી૦ રાણી—તમારૂં અપમાન કર્યું હતું ! આ શું ! મનુષ્યતો મનુષ્યનું જ અપમાન કરે છે. ગોબરનું કે છાણનું કોઇ અપમાંન કરે છે ?–( માધવને ) તમે કયાંઈ સાંભળ્યું છે ?

માધવ—છી છી છી ! તમારા પતિ કાંઈ ગોબર છે ! હવે અપમાન ન કરો.

ધી૦ રાણી—વારૂ–હવે ઘેર ચાલો–હવે હું અપમાન નહીં કરૂં. જાઓ.

માધવ—જાઓ–જઇને હાથ પકડી લો.

( ધીવરરાજ ધીરે ધીરે જઇને પોતાની સ્રીનો હાથ પકડે છે )

માધવ—ઠીક થતું નથી ! ડરો નહીં !

ધીવર૦—શું કરૂં ?

માધવ—જરા આદર અને પ્યારથી હાથ પકડો.

ધીવર૦—આદર અને પ્યાર પછી કોઇ વખતે થશે.

ખેંચીને લઇ છે. )

માધવ—બેશક, બન્ને જણ વિચિત્ર છે.

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—ગંગા નદીનો કિનારો.

**સમય**—પ્રાતઃકાળ.

( ઘણા લોકો સ્નાન કરી રહ્યા છે અને ઘણાઓ ગાય છે. )

### ગીત.

પતિત ઉધારનિ ગંગે—
શ્યામ વૃક્ષઘનતટવિપ્લાવિનિ ધૂસર તરંગ ગંગે. —પતિત૦

બહુ નગ નગરી તીર્થ થયાં તુજ ચૂમિ ચરણુ યુગ માતા,
બહુ નરનારી ધન્ય થયાં છે, તારાં નીર નહાતાં;
વહો જનનિ અહીં ભારત માંહી તમે બહુ શતયુગથી આતાં,
હરી ભરી કરિ બહુ મરૂ-પ્રાન્તને શીતળ પુણ્ય તરંગે-પતિત૦

નારદ કીર્તન પુલકિત કેશવ, તેની કરૂણા ઝરતી,
બ્રહ્મકમંડળથી ઉછળીને શિવ શિષ જટાપર પડતી;
ગિરિ ગગનથી શતધારા, જેમ જ્યોતિ ઉત્સતમ હરતી,
ભૂપર ઉતરિ હિમાલય જડમહીં શોભિત સાગર સંગે-પતિત૦

હું તજિ સુખનું ભવદુઃખ માતા, સોઉ અન્તિમ શયને,
વરસી કાનન નિજજળ કલરવ, દેજો નીંદ મમ નયને;
વરસી શાન્તિ સશંકિત હૃદમાં, વરસિ અમૃતશી અંગે,
મા ભાગીરથિ! જાહ્નવિ! સુરધુનિ! કલકલ્લોલનિ ગંગે-પતિત૦

( બધા જાય છે. )

[ ગંગાનો પ્રવેશ. ]

ગંગા—આ નદીના તટ ઉપર ઘણા દિવસોથી ભીષ્મ અને પરશુરામનું ઘોર શસ્ત્રયુદ્ધ ચાલી રહ્યું છે. નથી કોઇની જીત નથી કોઈ હારી જતું. સંસારના લોકો તે યુદ્ધ જોઇને અવાક્ બની ગયા છે-વિસ્મયથી સમુદ્ર ગર્જનની પેઠે એ સમર કલ્લોલ સાંભળ્યો છે. તો પણ આટલા દિવસો લડયા છતાં ભીષ્મની હાર થઇ નથી. ધન્ય બેટા ભીષ્મ! તને અનેકવાર ધન્ય છે.

( વ્યાસનો પ્રવેશ )

વ્યાસ—જનનિ જાન્હવી, વ્યાસ ચરણોમાં પ્રવેશ કરે છે.

ગંગા—વ્યાસ, શા સમાચાર છે?

વ્યાસ—જનની, તમારા કિનારા ઉપર આજે હું શું જોઇ રહ્યો છું! મનુષ્ય અને ભગવાન્ વચ્ચે આ કેવું ઘોર અને વિધિ વિરૂદ્ધ યુદ્ધ થઈ રહ્યું છે! ક્ષત્રિય અને બ્રાહ્મણનું શિષ્ય અને ગુરૂ વચ્ચેનું યુદ્ધ શું ઉચિત છે? જનની? તમે ભયથી છાનામાના કાંઇપણ બોલ્યા સીવાય આ દુર્ઘટનાને જોઇ રહ્યાં છો?

ગંગા—વ્યાસ, ભયથી નહીં પણ ઘણા આનન્દથી જોઇ રહી છું. પુત્રના

ગૌરવના ગર્વથી આજે હું બહુ જ ફુલી છું. એક તરફથી ગુરૂદેવ છે અને બીજી તરફ શિષ્ય છે. બ્રાહ્મણની સામે ક્ષત્રિય છે. ભગવાનની સામે એમનો ઉત્પન્ન કરેલો મનુષ્ય છે. તેમ છતાં હિમાચલની તરાહ અચળ થઇને મારો પુત્ર ભીષ્મ યુદ્ધ કરી રહ્યો છે! કોઇએ કદી આવુ આશ્ચર્ય જોયું છે? વ્યાસ, કોઇને આવો પરાક્રમી પુત્ર છે?

વ્યાસ—તો પણ જનની, બ્રાહ્મણ અને ક્ષત્રિયનું આ યુદ્ધ અનુચિત છે.

ગંગા—કદીપણ નહીં પુત્ર વ્યાસ! ભાર્ગવે એકવીશ વાર પૃથ્વીને ક્ષત્રિઓથી શૂન્ય બનાવી દીધી છે! એના રક્તબીજથી ઉદ્ભુત થયેલા બ્રાહ્મણના ઘમંડને નષ્ટ કરવાને માટે ભીષ્મનો જન્મ થયો છે.

વ્યાસ—પરન્તુ ઇશ્વરની સાથે મનુષ્યનું યુદ્ધ શું યોગ્ય છે—તે શું ઉચિત છે માતા!

ગંગા—વત્સ વ્યાસ! આ મનુષ્ય જીવન પણ શું ઈશ્વરની સાથેનું અનન્ત અને નિત્યનું યુદ્ધ નથી? એક તરફ મૃત્યુ છે અને તેના કાળા રંગના પિશાચોનું દળ છે, જયારે બીજી તરફ અસહાય દુર્બળ મનુષ્ય છે. મનુષ્યનાં દુઃખો જોઇને હું રાત દિવસ નિર્જન એકાન્તમાં રડયાં કરૂં છું—રૂદન નિષ્ફળ છે—માત્ર ખડક ઉપર મસ્તક પટકી પટકીને મરવા બરાબર છે. વ્યાસ, તું શું સમજે? તને શી ખબર પડે?

વ્યાસ—તો પણ માતા—

ગંગા—વ્યાસ! મનુષ્યો ભ્રાન્તિના સાગરમાં પડેલા છે, તો પણ તે પોતાની શક્તિના બળથી તરંગ ગર્જનાને પગ તળે દળી નાંખીને નિર્ભય ભાવથી ચાલ્યા જાય છે—એ શું સાધારણ ઘટના છે? મનુષ્ય અત્યંત અન્ધકારમાંથી નીકળી સૂર્યની પેઠે સભ્યતાના પ્રકાશપૂર્ણ માર્ગમાં ચાલી રહ્યો છે—એ શું નજીવી બીના છે! મનુષ્યનો જન્મ અભાવના ગર્ભમાં થયો છે અને તે સ્વાર્થના યુદ્ધના અંકમાં ઉછરેલો છે; તો પણ તે પોતાની શક્તિથી સ્વાર્થ ત્યાગના શિખર પર ચડી ગયો છે—એ શું જેવું તેવું ગૌરવ છે? વ્યાસ! એ સર્વે મનુષ્યોમાં પણ મારો પુત્ર ભીષ્મ સર્વોપરી છે—જેનાં ચરણોમાં મૃત્યુ પણ ડરીને શિર નીચું નમાવી પડી રહેલું છે!

વ્યાસ—પરન્તુ ઇશ્વરની સાથે—
ગંગા—મારે માટે તો કેવળ એકજ ઇશ્વર છે અને તે મહાદેવ છે–હું એમની જ આજ્ઞા માનું છું.

( મહાદેવનો પ્રવેશ. )

મહા૦—તો ગંગા–હું આજ્ઞા આપુ છું કે આ યુદ્ધને શાન્ત કરો. તમારા શાન્તિમય જળથી આ અગ્નિને બુઝાવો. દેવવ્રત સ્વેચ્છા–મૃત્યુ છે–એનું મૃત્યુ એને પોતાને અધીન છે અને પરશુરામ પણ અમર છે. આ યુદ્ધનો અન્ત આવશે નહીં. ગંગા, જે હવે વધુ દિવસ આ યુદ્ધ ચાલ્યું તો પ્રલય થઇ જશે.
ગંગા—સ્વામિન્ ! આપની જેવી આજ્ઞા;–પરન્તુ મહાદેવ, આપે માતાના હ્રદયથી માતાનો ગર્વ હરી લીધો !
મહા૦—પરન્તુ આ યુદ્ધમાં પરશુરામની જ હાર થશે.

( મહાદેવનું પ્રસ્થાન. )

ગંગા—તો પછી આપની ઈચ્છાનુસારજ થાઓ. વારૂ ઋષિવર જાઓ.

( પ્રસ્થાન )

વ્યાસ—હવે દ્વેષ મટી ગયો. ચરાચર જગતની ભ્રાન્તિ મટી ગઈ. કેવો પ્રમાદ હતો ? શંકર, તમે ખરેખર શંકર ( કલ્યાણ કર્ત્તા )જ છો

( વ્યાસનું પ્રસ્થાન )

( ભીષ્મનો પ્રવેશ. )

ભીષ્મ—ભાર્ગવ ક્યાં છે ? આ સ્થળે તેમની રાહ જોઉં (ત્યાં ઉભા રહે છે.)
ભીષ્મ—કેટલે દૂર સુધી દેખાય છે ! પેલી તરફ અત્યંત શ્યામ રંગના વૃક્ષોની પંક્તિ ઉપર ઉષાનાં સોનેરી કિરણો સ્વાગત ચુંબનની પેઠે આવીને ખડાં છે. આ તરફ ઉજ્જળ રેતી દૂર સુધી દેખાય છે. વચમાં દેવી જાહ્નવી છે–જનની આ તમારૂં જળમય વિશાળ વક્ષઃ સ્થળ અપાર કરૂણાથી પરિપૂર્ણ છે. દરેક જણને હ્રદયમાં સ્થાન આપવાને માટે તૈયાર રહેતું તમારૂં વક્ષઃ સ્થળ મનને મુગ્ધ બનાવી દે છે, દ્વેષને દૂર કરે છે. ઇર્ષા અને અહંકારના ભાવને શાન્ત કરે છે–માતા, ચરણોમાં પ્રણામ કરૂં છું ( પ્રણામ કરીને બેસી જાય છે. )

( પરશુરામનો પ્રવેશ. )

પરશુ૦—દેવવ્રતતો પહેલેથી જ બેઠેલા છે.–દેવવ્રત ?

ભીષ્મ—( ચોંકીને ) ગુરૂદેવ ! આવી ગયા ? ( પ્રણામ કરે છે. )

પરશુ૦—વીર ! ઉઠો. આજે નિર્મળ પ્રભાતમાં, આ ગંગા નદીના તટ ઉપર, આ અરૂણ-કિરણ-રઞ્જિત નીલાકાશની નીચે ભીષ્મ અને પરશુરામ શિર ઉપર શિરસ્ત્રાણ અને શરીર ઉપર કવચ તથા બખ્તર ધારણ કરીને-હાથમાં ખડગ લઇને આંખો લાલ અને મુઠ્ઠી મજબૂત કરીને-યુદ્ધ કરશે. આજે એવો નિર્ણય થશે કે બાહુબળમાં શ્રેષ્ઠ કોણ છે ? ભીષ્મ કે પરશુરામ ! ચાલો-તરવાર પકડો.

ભીષ્મ—યુદ્ધ શા માટે કરવું ? ગુરૂદેવ ! દૂર દષ્ટિ કરો-કેવું અપૂર્ણ દશ્ય છે ! પેલી તરફ સૂર્યનારાયણ નિકળી રહ્યા છે-ધીરે ધીરે પૂર્વ દિશામાં પ્રકાશ ફેલાઇ રહ્યો છે. દિવસ અને રાત્રીના આ પ્રશાન્ત સન્ધિસ્થળમાં, આ ધીમી વસન્ત ઋતુની હવાના સુશીતળ સંચારમાં ગંગાના પવિત્ર તટ ઉપર હવે યુદ્ધ શા માટે ?

પરશુ૦—જોઉં તો ખરો કે આ દ્વાપર યુગમાં બ્રાહ્મણ મોટા છે કે ક્ષત્રિય ?

ભીષ્મ—આંખોની આગળ ઉભા રહેલા ગુરૂદેવના શરીર ઉપર હું કેવી રીતે પ્રહાર કરીશ !

પરશુ૦—તારાં સર્વે પાપો તારા રૂધિરના પ્રવાહમાં ધોવાઇ જશે. ભીષ્મ, યુદ્ધ કર મેં તને સમરને માટે બોલાવ્યો છે. તું તરવાર લે અને હું મારી પરશુ લઉં કે જેના વડે હું પૃથ્વીને એકવીસ વાર ક્ષત્રિઓથી શૂન્ય કરી ચુક્યો છું-ભીષ્મ, હાથમાં શસ્ત્ર લે.

ભીષ્મ—વારૂ ત્યારે તથાસ્તુ -સ્વર્ગ, પૃથ્વી અને પાતાળમાં રહેનારા લોકો આ અપૂર્વ સંગ્રામને ધ્યાન દઇને નિહાળજો—

પરશુ૦—દેવવ્રત, તારી જાતને બચાવજે. ( બન્નેનું યુદ્ધ )

ભીષ્મ—બસ, હવે નહીં. ગુરૂના શરીરને ચોટ લાગી ચુકી.

પરશુ૦—કાંઇ નહીં કાંઇ નહીં ભીષ્મ, મારા ડાબા પગમાં સાધારણ ચોટ લાગી છે. શસ્ત્ર લો અને આવો યુદ્ધ કરો. અને ! ભીષ્મ ! ઘણા દિવસોથી મેં આવું યુદ્ધ કર્યું નહોતું. મારાં બધાં અંગોમાં-નસે નસમાં-યુદ્ધના ઉલ્લાસથી લોહી વહી રહ્યું છે. યુદ્ધ કર હજુ યુદ્ધ કર.

ભીષ્મ—ના હવે નહીં. ગુરૂની પાસે શિષ્ય પોતાની હાર સ્વીકારે છે.

પરશુ૦—દેવવ્રત ! ફરીને તરવાર લે.

ભીષ્મ—ગુરૂદેવ !

પરશુ૦—આ સમયે કાંઇ પણ અનુનય કે વિનય ચાલશે નહીં ચાલ્ય, યુદ્ધ કર. મને બીજા કશાની ઇચ્છા નથી–યુદ્ધ કર વીર, ઓ શિષ્ય વર ! અનેક દિવસોથી મેં આવું યુદ્ધ કર્યું નહોતું. આવ અને યુદ્ધ કર.

( ફરીથી બન્નેનું યુદ્ધ થાય છે )

( ભીષ્મની તલવારના પ્રહારથી પરશુરામના હાથમાંથી પરશુ નીચે પડે છે. પરશુરામ નીચા નમી તેને ઉઠાવે છે. )

ભીષ્મ—બસ હવે નહીં ! ( તલવાર ફેંકી દે છે. )

પરશુ૦—આ શું ભીષ્મ ! હું હાર માનવાનો નથી. યુદ્ધ કર. યુદ્ધ કર.

ભીષ્મ–ભગવન્ !—

પરશુ૦—યુદ્ધ કર. દેવવ્રત, મને એજ દક્ષિણા આપ. યુદ્ધ કર. આ છેલ્લી વાર છે–પરન્તુ આ વખતે પ્રલય થશે. ભીષ્મ ! તલવાર લે ! વિલમ્બ સહન થતો નથી. ( પરશુ ઉઠાવે છે. )

( એટલામાં બન્નેની વચ્ચે ગંગા નદી વહેવા લાગે છે. ધીમે ધીમે નદીનો પટ પહોળો થતો જાય છે. પરશુરામ અન્તર્ધાન થઇ જાય છે અને નદીના મધ્યમાંથી ગંગા પ્રકટ થાય છે. )

ગંગા—સાબાશ ! મારા પુત્ર ! તને ધન્ય છે ! બેટા, જો આંખો ખોલીને જો, ભીષ્મના અલૌકિક અદ્વિતીય પરાક્રમને જોઇને વિસ્મય અને આનન્દથી સંસારના બધા લોકો રોમાંચિત્ થઈ ગયાં છે. વીરશ્રેષ્ઠ, આ જો ઉપર આકાશથી સ્વર્ગવાસી દેવગણ તારા શિર ઉપર ફુલોનો વર્ષા કરે છે.

[ પરશુરામનો પ્રવેશ. ]

પરશુ૦—અને વીર, પરશુરામ પોતાના શિષ્યના ગૌરવથી ફુલાઇ જાય છે—દેવવ્રત ! ધન્ય છે ! તારા જેવો શિષ્ય પામીને હું પણ મને ધન્યભાગ્ય માનું છું. હું માત્ર તારી પરીક્ષા લઇ રહ્યો હતો. ભીષ્મને મારવા માટે પરશુરામ આવ્યો નહોતો. ખરેખર આજે મેં જોઈ લીધું કે વીરતામાં, વિક્રમમાં, સાહસમાં કે સ્વાર્થ ત્યાગમાં–આ વિશાળ પૃથ્વી મંડળ ઉપર તારા સમાન કોઇ નથી. ઓ મારા શિષ્ય ! તું ધન્ય ! દેવવ્રત ! મારા પ્રાણાધિક ! આવ, તને ભેટું. ( ભેટે છે. )

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ—હસ્તિનાપુરનો રાજમહેલ.**

**સમય—રાત્રી.**

સત્ય૦—હવે મારો એકે પુત્ર નથી. આજે હું ઘૃણિત થયેલી, પગ નીચે કચડાયેલી, અને વિધવા થયેલી મહારાણી છું. છતાં પણ હું અનન્તયૌવના છું !–ઋષિવર બહુજ સારો વર આપ્યો !—જગદમ્બે ! ધન્ય છે તને ! તારી પણ અસીમ કરૂણા છે ! તારૂં દયામયી નામ બહુજ યોગ્ય રીતે પડેલું છે !–ના, ના, એ બધુંય વૃથા છે. જનની એમાં કોઇનો દોષ નથી, એ તો મારો જ દોષ છે. એ દંભ નિયમ લાલ લાલ આંખો કરીને ટૂટી પડયો હતો–તેણે આકાશ સુધી શિર ઉઠાવ્યું હતું, માતા–તમે એકજ લતાપ્રહારમાં તેને ચૂર્ણ કરીને માટીમાં મેળવી દીધો. મદને વશ થઇને મેં સંસારમાં જે ધર્મના ગઢ ઉપર ચડાઇ કરી હતી તે ગઢ હજુ સુધી એવો જ અક્ષત અચ્યુત બનેલો હોઇ ગર્વથી તેનું શિર ઉંચુ રા રહ્યો છે; અને હું ઘૃણિત દળિત થઇને પગની નીચે આળોટી રહી છું.–હે મહેશ્વરી, તારી નિયમશૃંખલાની જય થાઓ !–પ્રચંડ સૂર્યને એ વાદળ ઢાંકી લે છે, જળકણોથી મળેલી શીતળ હવા ચાલી રહી છે–થાકથી નેત્રોમાં નિદ્રા આવી રહી છે. લાવ્ય, હવે સુઈ જાઉ.

( ધરતી ઉપર સૂઈ જાય છે. )

[ ભીષ્મ અને વ્યાસનો પ્રવેશ. સાથે મુક્તા દાસી પણ છે. ]

મુક્તા—હમણાં જ અહીં હતી !

ભીષ્મ—અરે જુઓ એ પણે પડી છે.

વ્યાસ—એજ મારી માતા છે !

સત્ય—( નિંદ્રિત હાલમાં ) ના, ના, મને ભ્રષ્ટ ન કરો–મને સ્પર્શ ન કરો–હું કુંવારી છું.

મુક્તા—જુઓ એ સ્વપ્નમાં જોઇ રહી છે.

ભીષ્મ—વચમાં શું આવી રીતે આ હાલતમાં બકયાં કરે છે ?

મુક્તા—હાજી હા;

ભીષ્મ—એટલી બધી દુર્બળ થઇ છે ?

સત્ય૦—ના બ્રાહ્મણ ના-મને વર જોઈતો નથી, મને વરની ઇચ્છા નથી. મને છોડી દો. તમારા પગે પડું છું. છોડી દો.

વ્યાસ—આ બિચારી દુર્ભાગિની છે !

સત્ય૦—મારો પુત્ર ક્યાં છે ? મારો-

વ્યાસ—આ તમારો પુત્ર ઉભો છે જનની !

સત્ય—કોણ ! કોણ ! ( ઉઠીને ઉભી થાય છે. )

ભીષ્મ—આ મહર્ષિ વ્યાસજી છે.

વ્યાસ—બીજો પણ એક પરિચય કરાવવાનો છે. દ્વીપ ( ટાપુ ) માં મારો જન્મ થયો છે તેથી મને દ્વૈપાયન કહેવામાં આવે છે: મારો રંગ કાળો છે, તેથી મને કૃષ્ણ દ્વૈપાયન કહે છે.

સત્ય૦—દ્વીપમાં જન્મ થયો છે ?

વ્યાસ—મારા પિતા પરાશર ઋષિ છે.

ભીષ્મ—પડી જાય છે-સંભાળો.

( મુક્તા સત્યવતીને ઝાલી લે છે.

સત્ય૦—( ક્ષીણ સ્વરે ) પછી ?

વ્યાસ—મારી માતા સત્યવતી છે-મહારાજ શાન્તનુની રાણી.

સત્ય૦—બેટા-બેટા-આ શું, ચક્કર આવે છે-ક્ષમા કરો દેવગણ ! મારા પાપોને ધોઇ નાંખો. મારા પુત્રને પુત્ર કહીને બોલાવવાનો હવે મને અધિકાર નથી. એ અધિકાર આપો-પુત્ર વ્યાસ ! ના, ના, હું આ શું મિથ્યા પ્રલાપ બકી રહી છું ! ઋષિવર ! હું-આ ધીવરની કન્યા, આ અભાગિણી મહારાજ શાન્તનુની રાણી, વિધવા રાણી તે શું દેશપૂજય ઋષિશ્રેષ્ઠ વ્યાસની જનની છે ?

વ્યાસ—મારી જનની તમેજ છો.

સત્ય૦—તારી જનની !-બેટા !-બેટા !-ખરું છે !-માતા હું છું અને પુત્ર તું છે ! હું કલંકિની છું, તું ભારતપ્રસિદ્ધ વ્યાસ ઋષિ છે-બેટા વ્યાસ, આ વાણી સાંભળીને શું તું મારા તરફ ઘૃણા નહીં કરે ? ના, ના તું ઘૃણા કરીશ નહીં. નિષ્ઠુર જગતમાં આ વાતની ઘોષણા કરી દેજે કે " મત્સ્યગંધા કલંકિની છે, ભ્રષ્ટા છે, પાપિણી છે, પતિની હત્યા કરનારી છે ! "-બસ એ ઘોષણાનો પ્રચાર કરી દેજે. પણ બેટા તું ઘૃણા ન કરીશ. હું કલંકિની છું-

વ્યાસ—તથાપિ પુત્રને માટે તો જનની એ જનની જ રહે છે. માતા, મને આશીર્વાદ આપતાં રહેજો.

[ ઘુંટણીએ પડે છે. ]

ભીષ્મ—આ શું ! પાપિનીના પગની નીચે મહર્ષિ વ્યાસ !

વ્યાસ—જનનીના પગોમાં પુત્ર પોતાનું મસ્તક નમાવી પ્રાર્થના કરે છે. પુત્રને માટે તો તેની માતા જ ગુરૂ છે. શિષને ગુરૂના આચારના સંબંધમાં વિચાર કરવાનો કાંઇ જ અધિકાર નથી. બ્રાહ્મણથી પણ માતાનો દરજ્જો બહુ જ ઉચ્ચ છે. ઋષિથી પણ તે મોટો છે. જનની સ્વર્ગથી પણ પ્યારી છે.

ભીષ્મ—પરન્તુ જો સ્ત્રી કુલટા હો—

વ્યાસ—દેવવ્રત ! તું મોટો છે તોપણ ક્ષત્રિયનો પુત્ર છે. ક્ષમાનો મહિમા સમજવાની તારામાં શક્તિ જ નથી. ભીષ્મ, તું ક્ષત્રિયના ગૌરવના સર્વોચ્ચ શિખરે પહોંચી ગયો છે—પરન્તુ બ્રાહ્મણથી તો ઘણા જ નીચે દરજ્જે છે.

ભીષ્મ—પરશુરામ પણ બ્રાહ્મણ હતા જ—તેમણે પોતાની કુલટા માતાનું શિર છેદી નાંખ્યું હતું ?

વ્યાસ—પરશુરામ બ્રાહ્મણ છે, ભીષ્મ ? હા, બ્રાહ્મણ તો છે. પરશુ તેનું શસ્ત્ર છે. પરન્તુ પોતાના ધર્મનો ત્યાગ કરીને જે બ્રાહ્મણ ક્ષત્રિયના ધર્મને ગ્રહણ કરે છે તેને ફરીથી બ્રાહ્મણ માનવામાં આવતો નથી. શાસ્ત્રને છોડીને શસ્ત્રની ચેષ્ટા કરવાનું બ્રાહ્મણનું કામ નથી. એથી જ ભાર્ગવ રામચંદ્રથી હારી ગયા. ભગવાન મનુષ્યથી પરાજીત થયા.

ભીષ્મ—હું મારા ગુરૂની નિન્દા સાંભળી શકતા નથી.

વ્યાસ—દેવવ્રત ! ઉભો રહે ! વીર સાંભળ; તું ક્ષત્રિય છે. શસ્ત્રની ચર્ચા કર અને શાસ્ત્રની ચર્ચા ન કર. પોતાની કક્ષાથી જરાય ખસીશ નહીં—પ્રલય થઇ જશે. ( સત્યવતીને ) દેવિ ! મારી માતા ! વ્યાસના પુણ્ય બળથી તમારાં સર્વે પાપો ભસ્મ થઈ જાય, મારા વરમાં સ્નાન કરવાથી તમે બધાં પાપોથી મુક્ત થાઓ. તમે વ્યાસની જનની છો.—તમારાં ચરણોની ધૂળથી મારૂં મસ્તક પવિત્ર કરો.

સત્ય૦—આ શું સ્વપ્ન જોઇ રહી છું ? આ શું સત્ય છે !–આ શાનો પ્રસ્તાવ છે ! આ શું વ્યંગ્ય છે ?–આતો–કાંઈ સમજવામાં આવતું નથી.

( સત્યવતી પડી જવા જાય છે એટલામાં ગંગા પ્રવેશ કરીને તેને પકડી લે છે )

ગંગા—સત્યવતી !–સ્થિર થાઓ !

સત્ય—( ક્ષીણ સ્વરથી ) રમણી ! તમે કોણ છો ?

ગંગા—હું ગંગા તમારી શોકય છું. દેવવ્રતનો જન્મ મારાજ ગર્ભમાંથી થયો છે. મનુષ્યોનાં દુઃખ જોઇને હું સદાય રડયાં કરૂં છું.–બ્હેન, વિશ્વંભર પાસેથી એજ અધિકાર મળ્યો છે ! વધેલા ઘમંડની ગતિના ગર્વનું હું ચૂર્ણ કરૂં છું; વ્યથા પામેલાનાં આંસુઓ લૂછી નાંખું છું; દુઃખી અને ત્યજાએલાઓને ખોળે લઉં છું; પશ્ચાત્તાપ કરનારાઓને શાન્તિ રૂપી જળથી ધોઇ નાંખું છું !–બ્હેન ! મારાં અશ્રુઓનાં જળથી તમારાં સર્વે પ્રથમનાં પાપો ધોવાઈ જાય.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

સ્થળ–પહાડની પાસેનું મશાણ.
સમય–રાત્રી.

[ પર્વતના શિખર ઉપર બેઠી બેઠી અમ્બા તપશ્ચર્યા કરે છે. આગળ ભૂતગણ ગાય છે. ]

ભૂતનાથ ભવ ભીષણ ભોળા વિભૂતિ ભૂષણ ત્રિશૂળધારી,
ભૂજંગ ભૈરવ વિષાણ ભૂષણ ઇશાન શંકર સ્મશાનચારી;

વામદેવ શિતિકંઠ ઉમાપતિ ધૂર્જટિ પશુપતિ રૂદ્ર પિનાકી,
મહાદેવ મૃડ શંભુ વૃષધ્વજ વ્યોમકેશ ત્ર્યંબક ત્રિપુરારી;

સ્થાણું કદર્પી શિવ પરમેશ્વર મૃત્યુંજય ગંગાધર સ્મરહર,
પંચવકત્ર હર શશાંક શેખર કૃત્તિવાસ કૈલાસવિહારી.

( ધીરે ધીરે સવાર પડે છે અને ભૂતો અદ્દશ્ય થઈ જાય છે. )

મહા૦—( અંબાને ) તું કોણ છે ? શા માટે પર્વતના શિખર ઉપર તપ કરે છે ?

અંબા—( આંખો ખોલીને ) કોણ છો ?

મહા૦—હું મહાદેવ છું.

અંબા૦—( ઉઠીને ) મહાદેવ ! ( પર્વતના શિખરથી નીચે ઉતરે છે.)

અંબા—કાશી રાજાની કન્યા અંબા ચરણોમાં પ્રણામ કરે છે.

મહા૦—કુમારી ! તું શા માટે આ કઠોર તપ કરી રહી છે ? ખાવું પીવું–સુવું છોડી દઇને પોતાના કુસુમ સમાન કોમળ શરીરને શા માટે કષ્ટ આપે છે ? તને શું જોઇએ છીએ ?

અમ્બા—મને ભીષ્મનું મૃત્યુ જોઇએ છીએ અને તે પણ મારા હાથે જ. મારે એટલી જ ઇચ્છા છે.

મહા૦—એ વળી વર કેવો ? હે નારી ! તું કેવળ પતિહિંસાને માટે આ યૌવનપ્લાવિત સુન્દર શ્રેષ્ઠ શરીરને કષ્ટ આપી રહી છે ? રાજકુમારી ! આ વાત શું તારા જેવી રમણીને શોભે છે ?

અંબા—કેમ ન શોભે ? મહેશ્વર, શું પુરૂષો એમ સમજે છે કે સ્ત્રીઓ કાંઇ પણ બોલ્યા ચાલ્યા સીવાય મસ્તક નીચું નમાવીને તેમના બધાં અવિચારી કૃત્યો અને અત્યાચારોને સહન કરશે ? તેમની મમતાહીન કઠિન ઝેરી તલવારની આગળ સ્ત્રીઓ શું પોતાની ગરદન નમાવી દેશે ? મર્મચ્છેદી વ્યવહારના બદલામાં તેમના ઉપર સ્નિગ્ધ સ્નેહ ધારાની વર્ષા વર્ષાવશે ?

મહા૦—સ્ત્રીનું એજ કામ છે–એજ કર્તવ્ય છે.

અંબા—અને પુરૂષનું કામ એ છે કે નિત્ય અત્યાચાર કરવો–અનેક રીતિઓથી સ્ત્રીઓને સતાવવી ?–ના ના, એ વાતનો સ્વીકાર હું નથી કરી શકતી કે કેવળ હલાલ કરવું તે પુરૂષનો ધર્મ છે અને માત્ર શિર નમાવી બધું સહન કરી લેવું એ સ્ત્રીઓનો ધર્મ છે.

મહા૦—એજ રમણીનું કર્તવ્ય છે. સ્ત્રીજાતિમાં સહનશીલતા એ એક પ્રધાન ગુણ છે. આ જગતમાં સ્ત્રી સર્વદા સ્નેહવતી પ્રેમમયી અને સેવાપરાયણા છે. પુષ્પોમાં કમળની જેમ સરોવરના સુવિમળ જળમાં કેવળ પ્રફુલ્લિત અને વિકસિત રહીને શોભા સૌંદર્યને ફેલાવે છે.–એ નારીનો ધર્મ છે. રમણી કદાચ રમણીના ધર્મને છોડી દે તો પૃથ્વી ઉપરથી ગૌરવ–ગરિમા નષ્ટ થઇ જાય.

અમ્બા—નષ્ટ થઈ જાય તો ભલે. મહાદેવ, એથી મારી શી હાનિ થવાની છે ? મારે શું ? બ્રહ્માંડની રક્ષાનો ભાર મેં લીધેલો નથી. જેણે સૃષ્ટિની રચના કરી છે તેજ ભલે એની ચિન્તા કરે.

મહા૦—પુત્રી સાંભળ—

અમ્બા—સાંભળવાનો સમય જ નથી. ભીષ્મને મારવો એજ મારી પ્રતિજ્ઞા છે. એનાથી આપ મને એક તલભાર પણ ડગાવી શકશો નહીં. વરદાન આપો કે નહીં આપો. હું તો બદલાની ઇચ્છા રાખું છું.—પ્રતિહિંસા ! બોલો—આપો છો કે નહીં ?

મહા૦—ન આપુ તો ?

અમ્બા—ફરીથી અહીં જ આસન જમાવીને તપ કરીશ શંકર ! આ વર નહીં આપો ? તમારે આપવો જ પડશે ? તમે શું નિયમને અધીન નથી ? વિશ્વનાથ ! તમે શું સ્વેચ્છાચારી છો ? તમારે એ આપવો જ પડશે. મેં એવું સાંભળ્યું છે કે તન મનથી કરેલી સાધના કદી પણ નિષ્ફળ થતી નથી.—પ્રભો ! આ સ્થળે પાપ પુણ્યમાં કાંઇ ભેદ નથી, એકાન્ત સાધનાનું ફળ અવશ્ય થવુંજ જોઇએ.—આ જન્મમાં કે બીજા જન્મમાં એક દિવસે તે સાધના ફળીભૂત થશે જ. કોઇની તપશ્ચર્યા કદી નિષ્ફળ થતી નથી. બોલો, આ વર આપશો કે નહીં ?

મહા૦—આ વરદાન હું આપી શકતો નથી. નારી—બીજો કોઈ વર માંગી લે. દેવવ્રતનું મૃત્યુ એની ઇચ્છાને અધીન છે. એના વિના તેની ઇચ્છાનો સંહાર કરવો અસંભવિત છે.

અંબા—એ દેવવ્રત મારી સાધનાના બળથી જ અને નહીં કે કેવળ ઇચ્છાથી જ, હાથ જોડીને ઘુંટણીએ પડી પોતાના મૃત્યની પ્રાર્થના કરશે—મહાદેવ ! માટે હું માત્ર બકવાદ કરવા ઇચ્છતી નથી પણ ભીષ્મનું મૃત્યુ જ ઇચ્છું છું અને તે પણ આ કોમળ કુસુમ સરખા હોથોથી; કહો હવે આપશો કે નહીં ?

[ થોડે દૂર સંન્યાસીના વેશમાં ભીષ્મનો પ્રવેશ. ]

મહા૦—બીજો કોઇ વર માંગ.

અંબા—ના, હું બીજો કોઈ વર ઇચ્છતી નથી.

મહા૦—અતુલ સંપત્તિ માંગી લે !

અંબા—મને તેની ઇચ્છા નથી.

મહા૦—અનન્ત યૌવન ?

અમ્બા—હું બીજું કાંઈ ઇચ્છતી નથી. એજ એક વાર મને જોઇએ છે. આપશો કે નહીં ?

મહા૦—તું વિચિત્ર સ્ત્રી છે !

અમ્બા—હું વિચિત્ર સ્ત્રી જ છું !

મહા૦—વિચિત્ર પ્રતિહિંસા છે.

અમ્બા—બહુ જ વિચિત્ર છે.–ભૂતનાથ આ વર આપશો કે નહીં–દો બોલી દો. ન આપો તો ચાલ્યા જાઓ. હું ફરીથી તપનો આરંભ કરૂં. મહાદેવ, મૃત્યુંજય ! હવે બોલી દો આ વર આપશો કે નહીં ?

મહા૦—તથાસ્તુ–પરન્તુ આ જન્મમાં નહીં. બીજા જન્મમાં. રમણી, તું ફરીથી આ પૃથ્વી ઉપર દ્રુપદ રાજાની કન્યા થઇને જન્મીશ. પરન્તુ તારે આ પ્રતિહિંસા–પ્રવૃત્તિના કારણથી સ્ત્રીભાવ ત્યજી દેવો પડશે. બીજા જન્મમાં તું અડધી સ્ત્રી અને અડધી પુરૂષ બનીશ.–પુરૂષની હત્યા કરનારી કોઇ ( સમ્પૂર્ણ ) સ્ત્રી થાય–એવો પૈશાચિક વર હું આપી શકતો નથી. તેથી આવો વર આપું છું.

અમ્બા—દાસી કૃતાર્થ થઈ. પ્રણામ કરૂં છું. ( પ્રણામ કરે છે. )

મહા૦—વિચિત્ર સ્ત્રી છે ! ( અંતર્દ્ધાન થાય છે. )

અમ્બા—હવે સર્વે જગત્ સ્ત્રીની પ્રતિહિંસાના પ્રતાપનો ભલે જુએ ? રમણીની પ્રતિહિંસાને દેવગણો જુએ ! રમણીની પ્રતિહિંસા મૃત્યુ પછી પણ જતી નથી ! હવે રમણીને કોઇ ‘ અબળા ’ કહેશે નહીં; હવે કોઇ સ્ત્રીની ક્રોધથી લાલ થયેલી આંખોનું હાસ્ય કરશે નહીં. હવે પુરૂષ નિશંક થઈને સ્ત્રીઓને લાત મારશે નહીં. નારીના રૂદનથી તેના આંસુનું દરેક બૂંદ આગની ચિનગારીની તરેહ પ્રજ્વલી ઉઠશે. સ્ત્રીઓના દીર્ઘ નિશ્વાસ પુરૂષના કાનોમાં સર્પના ફુંફકારના જેવા જણાશે. સ્ત્રીનો આર્ત્તનાદ પુરૂષને મૃત્યુનો શાપ દેશે.–અરે ભીષ્મ જો; સંસાર જોઇ લે, આ નારીની પિશાચિ મૂર્તિને જોઇ લે ! સ્ત્રીના હૃદયથી ભક્તિ, સ્નેહ, ક્રોધ, ઘૃણા આદિ સર્વે મટી જાય–માત્ર પ્રતિહિંસા જ રહેશે–પ્રતિહિંસા ! પ્રતિહિંસા !

( પ્રસ્થાન )

ભીષ્મ—રાજકુમારી, હું સમજી ગયો; આ ભૈરવી મૂર્તિ ધારણ કરવાનું કારણ હું સમજી ગયો.–હાય, જો હું તન અને મનથી ગળી જઇને કરૂણાનો એક સાગર બની શકતો હોત, તો તેના જળથી આ તારા જ્વલનને શાન્ત પાડી દેત.–વિશ્વપતિ ! મને એ વર આપો કે મારા રક્તથી આ રમણી તૃપ્ત થાય અને હું હસતો હસતો રક્તદાન આપી શકું.

( પડદો પડે છે. )

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—કૌરવોની સભા.
સમય—પ્રાતઃકાળ.

( દુર્યોધન, દુઃશાસન, દ્રોણ, ભીષ્મ આદિ બેઠેલા છે. સામે શ્રીકૃષ્ણ ઉભા છે. )

કૃષ્ણ—મહારાજ દુર્યોધન ! ધૃતરાષ્ટ્ર મહુંમ મહારાજ વિચિત્રવીર્યના મોટા પુત્ર હતા અને પાણ્ડુ નાના હતા. ધૃતરાષ્ટ્ર જન્માન્ધ હતા તેથી તેમને રાજ્ય ન મળ્યું; પણ પાણ્ડુને મળ્યું. તમે એક સો એક ભાઈ ધૃતરાષ્ટ્રના પુત્ર છો, એ કારણથી તમે રાજાના પુત્ર નહીં પણ પૌત્ર છો. પરન્તુ યુધિષ્ઠિર આદિ પાંચે ભાઇઓ પાંડુના પુત્રો હોવાથી રાજપુત્રો છે. આ રાજ્ય એજ લોકોનું છે. આ રાજ્યમાં તેમનો ઓછામાં ઓછો અડધો હિસ્સો તો છે જ–તેનાથી તેમને કોઇપણ વંચિત કરી શકે તેમ નથી.

દુઃશાસન—પરન્તુ તેમનો હિસ્સો–એટલે સુધી કે યુધિષ્ઠિર રાજપુત્ર થઇને પાસાની રમતમાં સ્ત્રી પણ હારી ગયા છે. અમે તેમના ઉપર દયા કરીને તેમને તેમની સ્ત્રી ફરી સોંપી છે.

કૃષ્ણ—એ જુગાર રમવાનું પ્રાયશ્ચિત્ત એ લોકો બરાબર કરી ચુક્યા છે. રાજપુત્ર હોવા છતાં બારવર્ષ સુધી વનવાસી રહ્યા, એક વર્ષ

ગુપ્ત રહીને બીજાઓની નોકરી પણ તેમણે કરી. હવે એ પાંચ ભાઇઓને માટે માત્ર પાંચ ગામ માંગે છે.

દુર્યોધન—એ લોકોને જો રાજ્યની ઇચ્છા હોય તો ભલે યુદ્ધ કરી લે. તેઓમાંથી ભીમે તો ભરી સભામાં બહુ જ ધમકી આપીને કહ્યું હતું કે તે પોતાની ગદાની ચોટથી મને ચૂર્ણ કરી નાંખશે અને દુઃશાસનનું ખૂન પીશે.

દુઃશાસન—મોટા ભાઇ એ વાત કાઢવાની શી જરૂર છે ? અમે એ રાજ્ય પાછું આપવાના નથી. રાજ્ય અમારૂં છે અને તે અમે આપીશું નહીં. સીધે સીધી વાત છે.

કૃષ્ણ—પરન્તુ યુધિષ્ઠિર તો અડધું રાજ્ય પણ નથી માંગતા.

દુઃશાસન—અમે તો ચોથો ભાગે નહીં આપીએ.

કૃષ્ણ—એમને ચોથાઇ પણ જોઇતી નથી. માત્ર પાંચ ગામોની જરૂર છે.

દુઃશાસન—અમે એક આપીશું નહીં.

દુર્યોધન—યુદ્ધ કરીને લે. ભીમ ઘણો જ–

દુઃશાસન—મોટા ભાઇ, તમે તો પાછી એની એ–તમે ભીમનું નામ જ શા માટે લો છો ?–નહીં આપીએ–સીધી વાત છે.

કૃષ્ણ—શકુનિ ! તમે દુર્યોધનના કાન ભરી રહ્યા છો ? આ ષડયંત્રનું મૂળ તમેજ છો.

શકુનિ—( આશ્ચર્યનો ભાવ બતાવીને ) હું !

કૃષ્ણ—મહારાજ દુર્યોધન ! હું તમને ઉદાર થવા માટે કહેતો નથી, દાતા બનવા માટે સલાહ નથી આપતો કે દેવતા થઇ જવાની સૂચના આપતો નથી. તમે આ હસ્તિનાપુરના રાજા–ભારતના સમ્રાટ્ છો અને રાજાનું કર્તવ્ય છે કે ન્યાય કરવો–હવે ન્યાય કરો. એ તમારા ભાઇ છે. વળી તે બળવાન્ છે; વિરાટના નગરના યુદ્ધમાં તેનો નિર્ણય થઇ ગયો છે. વળી એ ક્ષમા–શીળ પણ છે; દ્વૈત વનમાં ગન્ધર્વવાળા ઝઘડામાં તમને તેનું પ્રમાણ મળી ચુકયું છે. તે સીધા અને સરળ માણસો છે, અને એનું પ્રમાણ એ છે કે તે પોતાનું સઘળું રાજ્ય છોડીને માત્ર પાંચ ગામ તમારી પાસેથી માંગે છે. એવા ભાઇઓથી બગાડીને તેમને ક્રુદ્ધ ન કરો. એવા ભાઇઓને શત્રુ ન બનાવો. નહીં તો યાદ રાખજો કે સર્વેનો નાશ થઇ જશે !

દ્રોણ—વાસુદેવનું હવે બસ ! આપનું સમજાવવું અહીં સફળ થશે નહીં. આ તો ક્ષારવાળી મરૂભૂમિ છે. વર્ષાદનું પાણી અહીં રહેવાનું નથી.

કૃષ્ણ—શકુનિ ! જે પાપ કરવાનું હતું તે તમે કરી ચુકયા. હવે તેમાં વધારો ન કરો. પાપની માત્રા પૂર્ણ થઇ ચુકી છે. હવે ધર્મથી તે સહન થશે નહીં. જુઓ, તમે ધારો અને બીજી ચેષ્ટા કરો તો આ યુદ્ધ રોકી શકાય તેમ છે.

શકુનિ—( આશ્ચર્યથી ) હું ?

કૃષ્ણ—હા, તમે ! તમે એના મામા છો. વળી મંત્રી છો. તેમજ અભિમાનની મદિરા પીવરાવી દુર્યોધનને મદાંધ બનાવી દીધો છે. તમે આ રાજમહેલના પાપના પથ્થરોથી મળી ગયા છો. તમે ન જાણે-કેવાએ મંત્રના બળથી-આ લોકોના-અને ખાસ કરીને આ અબોધ યુવક ( દુર્યોધન ) ના મન ઉપર પોતાની છાપ જમાવી બેઠા છો.

શકુનિ—( આશ્ચર્યથી ) હું ! ના વાસુદેવ. આ મામલાના મધ્યમાં હું નથી.

કૃષ્ણ—તો હમણાં જ તમે દુર્યોધનના કાનમાં શું કહી રહ્યા હતા ?

શકુનિ—( આશ્ચર્યથી ) હું !-એવું પુછતો હતો કે એવી ઘડી આવી છે કે-આ સમયે-એં-એં-એં-આજે એં-ખીચડી પકાવવામાં આવે તો કેવું !

કૃષ્ણ—એ તો જે ખીચડી પકાવવાની હતી તે તો તમે પકાવી ગયા છો-ખૂબ ખીચડી પકાવી છે.

શકુનિ—અને જરા-

કૃષ્ણ—હા હું જાણું છું કે તમે બ જ સારી રીતે સમજો છો. તમે અતિકૂટનિપુણ છો અને ઘણા બુદ્ધિમાન છો. મને એવો ભરોંસો નહોતો કે તમે પોતે જ એમ નહીં સમજતા હો કે આથી તમે રાજ્યમાં અનર્થ અને સર્વનાશને આમંત્રણ આપો છો.

શકુનિ—શ્રીકૃષ્ણ ! કાંઈ જ કરતો નથી ! જે કાંઇ કરે છે તે ભાગ્ય-

જ કરે છે ! નહીં તો ધર્મરાજ યુધિષ્ઠિર વનમાં જાય અને અને તેની જગાએ મહારાજ દુર્યોધન–

દુર્યોધન—મામા, શું કહો છો ?

શકુનિ—અને દુર્યોધન–ભીષ્મ, વિદુર, દ્રોણ, કૃપ આદિ સારાસારા પુરૂષોને મુકીને શકુનિને પોતાનો મંત્રી બનાવે ?

દુર્યોધન—આ શું બોલી રહ્યા છો, મામા ?

શકુનિ—ભાગ્યના લેખને કોઇ મટાડી શકશે નહીં. ભાગ્યમાં જો લખ્યું હશે કે ભીમ દુઃશાસનનું રૂધિર પીશે તો તે અવશ્ય પીશેજ–

દુઃશાસન—એ કેવી રીતે પીશે ?

શકુનિ—અને ભાગ્યમાં જો લખ્યું હશે કે ભીમસેન પોતાની ગદાથી દુર્યોધનની જંઘા તોડશે તો તે અવશ્ય તોડશે.

દુર્યોધન—મામા, આ શું બોલી રહ્યા છો ?

શકુનિ—અરે ભાઇ, મામા મામા શું કરી રહ્યો છે ? તારો મામો તારો જ છે. કોઇ છીનવી લેતું નથી. તકદીરના લેખને કોઇ મટાડી શકતું નથી. તારો મામો તો મામો જ છે, તારો–

કૃષ્ણ—ત્યારે શું પાંડવોની પાસે આ સમાચાર જ લઇ જવા પડશે ?

દુર્યોધન—હા. તેમને કહેજો કે દુર્યોધન પાંડવોને યુદ્ધ કર્યા વિના સોઇની અણી જેટલી જમીન પણ આપશે નહીં.

કૃષ્ણ—બહુ સારી વાત છે ! ત્યારે હું જાઉં છું.

શકુનિ—એમ કેમ ! અમે લોકો આપને બોલાવી લાવ્યા છીએ–આજે ઉત્સવની તૈયારી આપના જોવામાં આવે છે તે બધું આપનેજ માટે છે. આપના જોવામાં આવે છે ને ?

કૃષ્ણ—હા, જોઇતો રહ્યો છું. બહુ જ મોટી તૈયારી છે. પરન્તુ તેમાં ભક્તિની અપેક્ષાએ કીર્તન બહું થાય છે.

દુર્યોધન—એ કેવી રીતે ?

કૃષ્ણ—( શકુનિને ) મામા, આ લોકો કાંઇ સમજી શકયા નહીં. સમજયા હું અને તમે–વારૂ મહારાજ, હવે હું જાઉં છું.

શકુનિ—જતાં પહેલાં થોડું જળપાન તો કરો–થોડો સત્કાર તો ગ્રહણ કરો.

કૃષ્ણ—જરૂર શી છે ? વાતચીતથીજ હું તૃપ્ત થઇ ગયો છું. હવે વધુ જરૂર નથી.

( જવા ઉઠે છે. )

દુર્યોધન—( દુઃશાસનને ) પકડી લે.

કૃષ્ણ—મને પકડશે ? અરે જો હું પકડાઉં નહીં તો મને શું કોઇ પકડી શકે તેમ છે ?–મામા, હવે તો ડાહ્યા ડાહ્યા વચ્ચેનો વિરોધ છે.

દુર્યોધન૦—જાઓ, પકડો, આગળ જાઓ.

( દુઃશાસન, કર્ણ આદિ વીર કૃષ્ણને પકડવા માટે આગળ જાય છે. વિશ્વંભર મૂર્તિ ધારણ કરીને કૃષ્ણ જોરથી ખડખડાટ હસે છે અને પછી એ લોકોની સામે સ્થિર દૃષ્ટિ કરીને વ્યંગ-પૂર્ણ વિનયથી શિર નમાવી લે છે. )

કૃષ્ણ—તો હવે જાઉં છું, મહારાજ ! ( અન્તર્દ્ધાન થઈ જાય છે. )

દુર્યોધન—કોઇએ ન પકડી

દુઃશાસન—ના, તેના નેત્રોમાં કોણ જાણે કેવુંય અદ્ભુત દૃશ્ય મેં જોયું. મને એમ લાગ્યું કે તેમાં એકી સાથે સૃષ્ટિ–સ્થિતિ–પ્રલય સઘળું છે. હું તો સ્તંભિત થઇ ગયો.

દુર્યોધન—અને તમે લોકો ?

કર્ણ—મને પણ એમજ જણાયું.

દુર્યોધન૦—કેવું ?

કર્ણ—એનું વર્ણન હું કરી શકતો નથી. એકી સાથે ભય, ઉલ્લાસ, દુઃખ, કરૂણા, સ્નેહ–બધુંય એ દૃષ્ટિમાં હતું. તે સમયે મને કેમ જણાયું તે હું બરાબર કરીને સમજાવી શકતો નથી.

દુર્યોધન૦—તમેજ એકલા છો એમ નથી. આવા લોકોને લઇને હું પાંડવોની સાથે લડવા ઇચ્છું છું !

શકુનિ—ભાગ્યની વાત !

દુર્યોધન૦—કૃષ્ણ ક્યાં ગયો ?

કૃપા૦—પાંડવોના તંબુમાં.

દુર્યોધન૦—ત્યારે એ શું પાંડવોના પક્ષમાં છે ?

કૃપા૦—હા, મહારાજ.

દુર્યોધન૦—પરન્તુ આપે કહ્યું હતું ને મામા, આ યુદ્ધમાં કૃષ્ણ આપણી તરફ જ રહેશે !

શકુનિ—ભાઇ મારો ! એમાં જરાય ભૂલ ન સમજવી. મેં તો બરાબર હિસાબ ગણીને જોઇ લીધું છે.

દુઃશાસન—શો હિસાબ ગણી જોયો છે?

શકુનિ—એવો કે આ યુદ્ધમાં તમને લોકોને કૃષ્ણપ્રાપ્તિ થશે, મારા હિસાબમાં કાંઇ ભૂલ હોય ખરી? જ્યાં સુધી તમારા લોકોને કૃષ્ણપ્રાપ્તિ નહીં થાય ત્યાં સુધી હું તમારી સોબત છોડવાનો નહીં. જઉં જઇને તેની તૈયારી કરૂં.—હિસાબમાં ફેર નહીં પડી શકે.

દુઃશાસન—મોટાભાઈ, કાંઇપણ ભય નથી. કૃષ્ણે પોતાની દશ કરોડની નારાયણી સેના આપણને આપી છે અને તેણે તો પ્રતિજ્ઞા લીધી છે કે હું પોતે આ યુદ્ધમાં શસ્ત્રનું ગ્રહણ નહીં કરૂં. એકલો નિશસ્ત્ર પાંડવોના પક્ષમાં રહીને તે શું કરશે?

[ ગાંધારીનો પ્રવેશ. ]

ગાન્ધારી—દુર્યોધન! ( દુર્યોધન સિંહાસનથી ઉતરી પડે છે. તેમજ બીજાઓ પણ પોતપોતાના આસનથી ઉઠીને ઉભા થાય છે. )

દુર્યોધન૦—કૌરવ-જનની રાજસભામાં કેમ આવી છે?

ગાંધારી—પાંડવો સાથે સલાહ કરવાનું અસંભવ છે?

દુર્યોધન૦—હા અસંભવ છે.

ગાન્ધારી—તો બેટા! રાજ્ય યુધિષ્ઠિરને સોંપી દે.

દુર્યોધન—એમ કેમ બને!

ગાન્ધારી—રાજ્ય યુધિષ્ઠિરનું જ છે.

દુર્યોધન૦—એ કેવી રીતે!

ગાન્ધારી—દુર્યોધન! હું તારી માતા છું. હું આજ્ઞા આપું છું—કે રાજ્ય પાછું આપી દે—સોંપી દે.

દુર્યોધન૦—પરન્તુ મારા પિતા—

ગાન્ધારી—તારા પિતા વૃદ્ધ અને અન્ધ છે,—એક તો બન્ને આંખોએ અન્ધ છે—અને પુત્ર સ્નેહથી વળી વિશેષ અન્ધ છે!—એમની સમ્મતિ?—હુંજ આપું છું. હું માતા છું અને આજ્ઞા આપું છું—યુધિષ્ઠિરને રાજ્ય પાછું આપ.

દુર્યોધન—પરન્તુ પિતા—સદાય પિતાજ છે.

ગાન્ધારી—અને માતા સદાય માતાજ છે? અરે છોકરા, તને કોણે નવ મહીના પેટ રાખ્યો છે! કોણે દુધ પીવરાવી પાળ્યો છે કોણે

દાસીની પેઠે નિત્ય તારી સેવા કરી છે !—પિતાએ કે માતાએ ?—અરે ઓ વિધાતા !—આવો પુત્ર !—જેમ એક અન્ધ ભિક્ષુક ભીખમાં મળેલા પૈસાને હાથ લંબાવીને શોધે છે તેમજ ગર્ભની વેદના ભોગવ્યા બાદ તેથી મૂર્ચ્છિત થયેલી બાળકની માતા મૂર્છા દૂર થયા પછી પોતાના સન્તાનનેજ ખોળે છે. પ્રસુતિની વેદના પુત્રના મુખના દર્શનસુખમાં ફેરવાઈ જાય છે. એ પુત્ર તે કેવળ માતાના સ્નેહથી પળાય છે અને મોટો થાય છે. પુત્ર મોટો થયા પછી પણ તે સમજે છે કે માતાના જેવું તેનું કોઇ નથી ! જનનીના અનુરોધ જેવી કોઇ વસ્તુજ નથી. અરે દુર્બળ ભિક્ષુકના જેવી તેની અવસ્થા થાય છે. અરે ઓ મૂઢ ! અબોધ ! માતા જે આ ભિક્ષા માંગી રહી છે તે માત્ર તારેજ લીધે—પોતાને લીધે નહીં—પુત્ર ! યુધિષ્ઠિરને રાજ્ય પાછું આપી દે !

દુર્યોધન—કદી પણ નહીં ! માતા એ કદીય બનશે નહીં !

ગાન્ધારી—અરે ઉદ્ધત અને નાદાન છોકરા, આજે મદાન્ધ થઇને માતાની આજ્ઞાનો અનાદર ન કર, તારૂં સર્વ નાશ થવા બેઠું છે !

શકુનિ—પાંડવોનો દૂત કૃષ્ણ અન્તિમ ઉત્તર લઇને ચાલ્યો ગયો છે ! બહેન, સલાહની તરફ જવાનો ઉપાય નથી !

ગાન્ધારી—ઉપાય છે મૂઢ ! ધર્મનો માર્ગ હમેશાં ખુલ્લો રહે છે. રાજ્ય પાછું આપી દે.

દુર્યોધન—એ મારાથી બની શકશે નહીં, માતા !

ગાન્ધારી—તો પછી પુત્ર રહે કે ન રહે—ધર્મનો જય થાઓ ! (પ્રસ્થાન)

દુર્યો૦—આ શું થયું !

દુઃશા૦—એ તો વિજળી ચમકી છે !

દુર્યો૦—મહેલની ઉપર !

[ દુર્યોધન, ભીષ્મ અને દ્રોણના સિવાય બધા ગભરાઇને જતા રહે છે. ]

ભીષ્મ—દુર્યોધન ! તારો ચહેરો પીળો કેમ પડી ગયો ! કેમ ? આમ કમ્પે છે. આ ઘટના બનવાનો હજુ પણ તને સંદેહ છે ?

દુર્યો૦—પિતામહ ! શું કહો છો ? યુદ્ધમાં અવશ્ય મારો જયજ થશે. જેની તરફ ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અંગરાજ કર્ણ આદિ છે—

ભીષ્મ—પાંડવોના પક્ષમાં સ્વયં જનાર્દન છે.

દુર્યો૦—કૌરવોના પક્ષમાં દશ કરોડ નારાયણી સેના છે.

ભીષ્મ—પણ પાંડવોના પક્ષમાં કૃષ્ણ છે.

દુર્યો૦—આ કોઇ અક્ષૌહિણિ સેના—

ભીષ્મ—એક તરફ અનેક અક્ષૌહિણિ સેનાઓ છે અને એક તરફ ધર્મ છે. અને બધાય ધર્મોનું મૂળ જનાર્દન હરિ છે—

**यतो धर्म स्ततः कृष्णो यतः कृष्णस्ततो जयः**

જ્યાં ધર્મ છે ત્યાં કૃષ્ણ છે, અને જ્યાં કૃષ્ણ છે ત્યાં વિજય છે:

(પ્રસ્થાન.)

દુર્યો૦—આ કેવો ઘોર અન્ધકાર છે! આ કેવી કાળી ઘટા અનન્ત આકાશમાં છાઇ રહી છે. આ મૂશળધાર પાણી વર્ષી રહ્યું છે! —જય! પરાજય!—એ પણ વીરોનો ખેલ છે—એમાં જીવનની બાજુ રહેલી છે.—ના ના,—પ્રાણ આપું પરન્તુ માન ન આપું. કોણ? ઓ! ગુરૂ દ્રોણાચાર્ય છે!—આપ એકીટશે શું જોઈ રહ્યા છો?

દ્રોણ—જોઉં છું કે મારી સામે સ્નાન કરવાને માટે એક મોટી રક્તની નદી વહન કરી રહી છે અને તેમાં સ્નાન કરીને પાંડવો બહાર નીકળી રહ્યા છે!

દુર્યો૦—કેમ ગુરૂદેવ!

દ્રોણ—મહાત્મા ભીષ્મનું વચન તમે સાંભળ્યુ કે કૌરવ! "જ્યાં ધર્મ છે ત્યાં કૃષ્ણ છે, જ્યાં કૃષ્ણ છે ત્યાં વિજય છે."-ભીષ્મનું કથન મિથ્યા થઈ શકશે નહીં.

દુર્યો૦—તો પછી પિતામહ કૌરવોના પક્ષમાં કેમ રહ્યા છે?

દ્રોણ—ભીષ્મને હું ઓળખી શકતો નથી! પરન્તુ એટલું નિશ્ચય માનનુ કે ભીષ્મનું કથન કદી પણ નિષ્ફળ થતું નથી.

દુર્યો૦—જેમ જેમ આગળ વધું છું તેમ તેમ અંધકાર વધતો જાય છે.—કોણ—મામા!

(શકુનિનો પ્રવેશ.)

શકુનિ—હા, હું છું.

દુર્યો૦—સભામાં ફરીથી કેમ આવ્યા છો મામા?

શકુનિ—મહારાજ! મેં ભવિષ્ય જોયું છે—

દુર્યો૦—કોનું?

શકુનિ—આ યુદ્ધનું. આ સમરમાં જય તો નક્કીજ છે-પછી તે ગમે તે પક્ષનો થાય. પરન્તુ તારી પ્રતિજ્ઞા જે એવી છે કે "પ્રાણ આપીશ પણ રાજ્યનો થોડો પણ હિસ્સો આપીશ નહીં" એ તો કાયમ રહેશે એ મેં નિશ્ચયપૂર્વક જાણી લીધું છે.

દુર્યો૦—કોણે કહ્યું મામા?

શકુનિ—મેઘની કાળી ચાદર ઉપર વિજળીના અક્ષરોથી એ મારા જોવામાં આવ્યું છે.

દુર્યો૦—જોયું છે?

શકુનિ—જોયું છે! કંઇ ભય નથી.

દુર્યો૦—આ તો અચાનક હવા ઉલટી ચાલવા લાગી. (પ્રસ્થાન)

શકુનિ—અરે મૂર્ખ! તું કાંઇ સમજતો નથી! આ યુદ્ધમાં કૌરવ-કુળ નષ્ટ થઇ જશે-તેમાં મને શો લાભ છે? બીજો કોઇ જ નહીં-માત્ર આ સાધારણ-અત્યન્ત સાધારણ સન્તોષની વાત છે-મારો સ્વભાવજ એવો છે કે જેના ઘરમાં રહું છું, જેનું ખાઉ છું પીઉ છું તેનો સર્વનાશ કરૂં છુ. (પ્રસ્થાન)

---

## પ્રવેશ ૨ જો

સ્થળ—હસ્તિનાપુરનો રાજમહેલ અન્તઃપુર

સમય—સન્ધ્યાકાળ.

અંબિ૦—તારા બધા વાળ તો પાકી ગયા છે!

અંબાલિ૦—તે પાકી જવા દેને. મન તો કાંઇ પાકયું નથી.-એ તો એવું ને એવું જ છે.

અંબિ—એ વાત તો સાચી છે, બહેન આપણી દૃષ્ટિમાં તો પૃથ્વી એવી ને એવી જ છે.-જીવન હજુ સુધી એક મધુમય મધુર સ્વપ્ન છે.

અંબાલિ૦—એ એટલું તો મધુર છે કે વૈધવ્ય પણ તે સ્વપ્નને મટાડી શકયું નહીં-મૃત્યુએ પણ પ્રાણભયથી તે સ્વપ્નને મટાડી દેવાની ઇચ્છા કરી નહીં!

અંબિ૦—અને સાસુજી-જો કે બહારથી ચૌદ વરસની બાલિકા બનેલી જણાય છે-પરન્તુ અંદરથી વૃદ્ધા થઇ ગઈ છે.

અંબાલિ૦—મનમાં ને મનમાં કોણ જાણે શો વિચાર કરે છે અને પોતે ને પોતે કોણ જાણે શું બડબડ કરે છે.

અંબિ૦—એ—એ તો બીજું કાંઇ નહીં, ભીષ્મનો મંત્ર જપ્યાં કરે છે.

[ સત્યવતીનો પ્રવેશ. ]

સત્ય૦—અંબિકા !

અંબિ૦—( આગળ આવીને ) શું છે મા !

સત્ય૦—તમે બન્ને જણીઓ અહીંઆ છો ?

અંબાલિ૦—હા, મા, અમે અહીંઆ છીએ.

સત્ય૦—બન્ને જણીઓ અહીંઆ શું કરો છો ?

અંબિ૦—અહીં રમીએ છીએ.

અંબાલિ૦—અને તમે રાતદિવસ ઉદાસ રહીને શો વિચાર કરો છો ?

સત્ય૦—શું વિચાર કરૂં છું ?–તમે વિચાર નથી કરતી ?

અંબાલિ૦—કયાં ! કાંઇ જણાતું નથી.–મોટી બ્હેન, તને જણાય છે કે ?

અંબિ૦—ના, કાંઇ નહીં.–મા, અમે શામાટે ચિન્તા કરીએ ?

સત્ય૦—ચિન્તા કેમ કરીએ ?–કૌરવો અને પાંડવોમાં મહાયુદ્ધ જામ્યું છે. તમારાં એકનાં છોકરાં બીજીનાં છોકરાં સાથે લડી રહ્યાં છે–અને તેમાં તમને કાંઇ ચિન્તા જેવું જણાતું નથી ?

અંબિ૦—એમાં શું ? અંબાલિકા, તને એમાં કાંઇ ચિન્તા કરવા જેવું જણાય છે ?

અંબાલિ૦—મને તો એમાં કાંઇ સમજાતું નથી.

સત્ય૦—તમે બન્ને જણીઓ પોતે પોતાના મનમાં પોત પોતાના છોકરાઓની જીત થાય એવી ઇચ્છા કરતી નથી ?

અંબિકા અને અંબાલિકા–અમને તો એવું કાંઇ પણ યાદ આવતું નથી.

સત્ય૦—વારૂ હવે તો તમારી સમજમાં આવી ગયું ને કે તમારા પૌત્રોમાં ભયંકર યુદ્ધ થઈ રહ્યું છે.

બન્ને—હા, સમજમાં આવ્યું.

સત્ય૦—આ યુદ્ધમાં તમે કયા પક્ષની જીત થાય એમ ઇચ્છો છો ?

બન્ને—બન્ને પક્ષની.

સત્ય૦—અરે ખસી જાઓ; બન્ને પક્ષની જીત તે થઇ શકે ખરી ?

અંબિ૦—કેમ ન થાય ?

અંબાલિ૦—સમજાવો.

સત્ય૦—આ યુદ્ધમાં કાં તો પાંડવોનો નિર્વંશ જશે અગર તો કૌરવોનો. તમને એ બદલ કાંઇ ચિન્તા થતી નથી ?

અંબિ—ક્યાં ! તને કાંઈ થાય છે. બહેન ?

અંબાલિ૦—જરાય નહીં !

અંબિ૦—જે થવાનું છે તે થશે.–કેમ બહેન !

અંબાલિ૦—શોક કરીને કે ચિન્તા કરીને શું થશે ?–કેમ બહેન ?

સત્ય૦—બન્ને કુળો નિર્મૂળ થઇ જશે.

અંબિ૦—એમ પણ થઇ શકે ખરૂં–કેમ, બહેન ?

અંબાલિ૦—કેમ થાય ?

સત્ય૦—અને મૃત્યનાં સહચારી કૃષ્ણવર્ણ પ્રેતો પોતાના લાંબા પગોથી આ રણભૂમિના દુર્ગન્ધ–દુષિત વાયુમાં વિચરશે.

અંબિ—કાંઇ સમજાયું નહીં–બહેન, તું કાંઈ સમજી ?

અંબાલિ૦—કાંઇ નહીં ! આ તો સંસ્કૃત બહુ જ કઠિન છે.

સત્ય—પરન્તુ તમે બન્ને જાણીઓ પોતાના મનમાં કયા પક્ષની જય થાય એમ ઈચ્છો છો ?

અંબિ૦—બન્ને પક્ષોની જીત ન થાય ?

સત્ય૦—ના, એક જ પક્ષની જીત થાય છે.

અંબાલિ૦—બાજી બરાબર રહેતી નથી !

સત્ય૦—ના.

અંબિ૦—તો અંબાલિકાના પુત્રોની જય થાઓ.

અંબાલિ૦—ના ના, અંબિકાના પુત્રોની જય થાઓ.

સત્ય૦—આ શું ! આતો પાંડવકુળનો વિનાશ થયો.–

અંબિ૦—તો અમ્બાલિકા રોશે–

અમ્બાલિ૦—હિશૂ

સત્ય૦—અને જો આ યુદ્ધમાં કૌરવ કુળનો વિનાશ થયો તો–

અમ્બાલિ૦—તો અંબિકા રોશે.

અમ્બિ૦—જવા દો, એથી શું ઓછુંવત્તું થઈ જશે ?

સત્ય૦—જો બન્ને કુળોનો વિનાશ થયો તો ?

અમ્બિ—મા, જીવનની નરસી બાબતો ઉપર વિચાર કરીને વૃથા દુઃખ શાથી પામો છો ?

અમ્બાલિ૦—જ્યારે રોવું પડશે ત્યારે રોઇ લેવાશે. તેને માટે અત્યારથી ચિન્તા શા માટે કરે છે ?

અમ્બિ૦—સંસારમાં દુઃખ તમને પકડવાને માટે ફર્યા કરે છે. તેને થાપ આપો–તેનાથી બચી જાઓ.

અમ્બાલિ૦—બસ થાપ આપો.

અમ્બિ૦—અને દુઃખ તમારા ઉપર આવીને પડયું–

અમ્બાલિ૦—તો તેને હસીને ઉડાડી મૂકો.

અંબિ૦—જયાં સુધી બની શકે–

અંબાલિ૦—બસ.

અંબાલિ૦—જો બહેન ! કબૂતરોનું પેલું ટોળું ઉડી જાય–છે—જો—જો—જો !

અંબાલિ૦— ( બન્ને જાય છે. )

સત્ય૦—આ હૃદયનું સુન્દર અનન્ત યૌવન વ્યાધિઓના વાંકા ભયથી જરાય ડરતું નથી.–તેને બન્દી બનાવી લે છે. વૃદ્ધાવસ્થાની સાથે સલાહ કરી લે છે, ભયને અગ્નિ મુકે છે અને વિશ્વમાં એક આનન્દમય સંગીત વ્યાપ્ત કરી દે છે–એની આગળ આ અનન્ત યૌવન શી વસ્તુ છે !–જરાય નમી ન હોય તેવી પીઠ, અશિથિલ શરીર, સુદૃઢ દાંત, અને કાળાં ભમર જેવા વાળ એ બધાયને શું કરવું ? જ્યાં આ હૃદય જ મસાણુની પેઠે નિરાનન્દ થઇ ગયું છે !–ઋષિવર ! વર તો સારો આપ્યો ! જેણે વિષધર સર્પની પેઠે મને ઘેરી લીધી છે. આપનો વર પાછો લઈ લો; ઋષિવર ! મને આ અનન્તયૌવનના કારાગારથી છુટકારો આપો. અન્તઃસારરહિત જીર્ણ રમ્ય મહેલ–તૂટીને ઝરી પડે, ચૂરેચૂરા થઈ જાય. રૂપનો આ અભિનય સમાપ્ત કરી દો ! (પ્રસ્થાન).

---

## પ્રવેશ ૩ જો.

[ કૃષ્ણ અને યુધિષ્ઠિર આદિ પાંડવોનો પ્રવેશ. ]

કૃષ્ણ—કેમ ધર્મરાજ ! આ રાત્રીના સમયે સૈન્ય સહિત મારી પાસે આવીને કેમ ઉભા છો ? આપનેએ સુઇ ન રહેવું–અને બીજા કોઇનેએ સુવા ન દેવા.

યુધિ૦—વાસુદેવ, તમે સુઇ રહ્યા હતા ?

કૃષ્ણ—એ તો ખબર નથી કે હું સૂઈ રહ્યો હતો કે નહીં !-પરન્તુ સ્વપ્ન તો જોઈ રહ્યો હતો. કેવું મધુર સ્વપ્ન હતું !-હવે તેનો ભંગ થયો-ખેર જવા દો. એમ જણાય છે કે અવશ્ય કાંઇક નવા સમાચાર છે.

યુધિ૦—કોઇ નવી ખબર તો નથી.

કૃષ્ણ—તો પછી ?

યુધિ૦—એક સલાહ લેવા આવ્યો છું.

કૃષ્ણ—આ રાત્રે ?

યુધિ૦—આપના ઉપદેશની જરૂર છે.

કૃષ્ણ—ઉપદેશની ઇચ્છા છે !-કઇ બાબતમાં ? ઉપદેશ તો હું પુષ્કળ આપી શકું છું.

યુધિ૦—એકલા પિતામહ ભીષ્મના હાથે જ સારી પાંડવસેનાનો નાશ થાય છે, વાસુદેવ !

કૃષ્ણ—આ તમારૂં કહેવું તો સત્ય છે કે પાંડવપક્ષની સેના નિત્ય કમી થતી જાય છે.

યુધિ૦—આ યુદ્ધમાં અમારા લોકોને જીતવાની આશા નથી.

કૃષ્ણ—અત્યારની દશા જોતાં એમજ માલુમ પડે છે.

ભીમ—અન્તે તમે આવીજ વાત કરોછોને વાસુદેવ !

કૃષ્ણ—ના કહું તો શું કરૂં; તમે તો મોટા વીરપુરૂષ છોને ભીમસેન ! તમારી ગદા કયાં ગઈ ? કેમ, ચુપ કેમ છો ! ગદા દુઃશાસનનું રૂધિર પીશે નહી ? પીઓને-અને અર્જુન ! તમે તો ખાંડવવન દહન કરી ચુકયા છો ! વિરાટને ત્યાં યુદ્ધમાં સર્વને હરાવી ચુકયા છો ! અને એ સીવાય બીજુંએ શું શું કરી ચુકયા છો. તમારૂં ગાણ્ડીવ ધનુષ્ય શું સુઈ રહ્યું છે ?

ભીમ—આવા સમયે આમ હાસ્યવિનોદ કરવાનું ઠીક નથી વાસુદેવ !

કૃષ્ણ—કામ કરવાની ઇચ્છા પણ હરસમય થતી નથી, ભીમસેન !-કેમ નકુળ અને સહદેવ-એક ખૂણામાં બેઠા બેઠા આંખો ફાડીને મારી તરફ તાકી રહ્યા છો

યુધિ૦—હવે એનો ઉપાય શો છે ? મિત્ર, બતાવો તો ખરા કે હવે શું કરવું જોઇએ ?-ઉપદેશ આપો !

કૃષ્ણ—એનોજ વિચાર કરૂં છું.–સહદેવ મારી વાંસળી તો આપો.
યુધિ૦—વાંસળીને શું કરશો?
કૃષ્ણ—ઘણા દિવસોથી વગાડી નથી. જરા લાવો તો ખરો.
યુધિ૦—તે અત્યારે–
કૃષ્ણ—જરા મનને સ્થિર કરવા દો.

[ કૃષ્ણ વાંસળી લઇને જરા વગાડે છે. ]

નકુળ—આપે વાંસળી વગાડવાનું શરૂ કરી દીધું.
સહદેવ—આવા પ્રસંગોમાં વાંસળી વગાડવાનો કાંઇ અર્થ હોય એમ તો જણાતું નથી.
કૃષ્ણ—( વાંસળી રહેવા દઈ ગંભીર ભાવે ) યુધિષ્ઠિર ! ભીષ્મ જીવે છે, ત્યાં સુધી તો આ પક્ષની જીતની આશા રહેતી નથી. ત્યારે હું દ્વારિકાપુરી પાછો જઉં.
સહદેવ—વાહરે ભાઈ! બીજું શું કરશો ! લડાઇ સળગાવીને પછી ખસી જવાની તૈયારી !
નકુળ—આનુંજ નામ કહેવાય કે " કૂવામાં ઉતારી વર્ત વાઢવું "
યુધિ૦—કૃષ્ણ ! આ ઘોર વિપત્તિમાં અમને એક તમારોજ ભરોંસો છે.
કૃષ્ણ—હું શું કરૂં? હું તો પ્રતિજ્ઞા કરી ચુકયો છું કે આ યુદ્ધમાં 'હું શસ્ત્ર ગ્રહણ નહીં કરૂં.' મારી બધી નારાયણી સેના શત્રુઓના પક્ષમાં છે. અર્જુન મન દઇને યુદ્ધ કરતો નથી. હું શું કરૂં?
યુધિ૦—અર્જુન મન દઇને યુદ્ધ કરતો નથી?
કૃષ્ણ—ના. યુદ્ધભૂમિમાં મેં કેવળ સારથિનું કામ કરવાનું વચન આપ્યું છે. પરન્તુ હું એથી પણ વિશેષ કામ કરૂં છું.
ભીમ—શું કરો છો! રાખ કરો છો!
યુધિ—નથી કરતો ? યુદ્ધના આરંભમાં જ યુદ્ધભૂમિમાં મેં ત્રણ કલાક સુધી અર્જુનને કર્તવ્યનો ઉપદેશ કર્યો છે–જો કે તેમાં ઉપદેશ આપવાનો કોઇ પ્રસંગજ નહોતો. છતાં એ બધો ઉપદેશ વ્યર્થ ગયો છે. અર્જુનમાં જાણે જીવજ નથી–હાથપગ જાણે ઠંડા ન થઈ ગયા હોય તેમ બાણ મારે છે–તેની સાથે જાણે અફીણનો ખોબો ભરે છે. જો અર્જુન મન દઇને યુદ્ધ કરે તો –અરે જેણે દેવરાજ પાસેથી અસ્ત્રશિક્ષા અને શંકર પાસેથી પાશુપત વિદ્યા ગ્રહણ કરી છે અને જેણે શસ્ત્રશિક્ષાનું તો

બ્રહ્મચર્યવ્રત જ લીધું છે તે જો બરાબર ચિત્ત જોડીને યુદ્ધ કરે તો વિજય તેના જ હાથમાં છે—પરન્તુ એ જો યુદ્ધ ક્ષેત્રમાં શસ્ત્ર—યુદ્ધ કરવાને બદલે વાગ્યુદ્ધ કરે તો તો મને વિદાય જ કરી દો ભાઈ !

યુધિ૦—અર્જુન ! ભાઇ ! તું જીવ દઈને યુદ્ધ કરતો નથી ?

અર્જુન—મોટાભાઇ, હું શું કરૂં ? મારા ભાઇ—બન્ધુ—ગુરૂ જનોને મારવાને મારા હાથ પણ ઉઠતા નથી અને હૃદય. વિષાદથી શિથિલ થઇ જાય છે. મોટાભાઈ ! હું શું કરૂં ?

કૃષ્ણ—જરા હાથ ચલાવો અને હૃદયને દૃઢ કરો.

યુધિ૦—( ભીરૂતાથી ) અર્જુન !—

કૃષ્ણ—અને અર્જુન પણ શું કરે ! યુદ્ધના આરંભમાં તમેજ તર્ક કરીને તેના ઉત્સાહને ઠંડો કરી દીધો છે ! જાતિવધ—જાતિવધ કરીને નાકમાં દમજ ન લેવા દીધો ! જેને જે મળવું જોઇએ, જેના પ્રતિ જે કર્તવ્ય છે તે હું બતાવી આપીશ. વિચાર કરનારા તમે લોકો છો ! અર્જુન જો મનમાં ધારેતો ભીષ્મ—વધ એતો સહેજ વાત છે.

અર્જુન—ભીષ્મ પિતામહ તો સ્વેચ્છામૃત્યુ છે. તેમની ઇચ્છા વિના તેમનું મૃત્યુ થતું નથી.

કૃષ્ણ—તો પછી થયું ! તમે તમારે સુખેથી નિદ્રાધીન થઇ જાઓ. હવે ચિન્તા ન કરો. પોતાનું કર્તવ્ય કરો—ક્ષત્રિયના ધર્મનું પાલન કરો. બીજો બધો ભાર હું મારા ઉપર લઉં છું.

યુધિ૦—( અનુનયવાળા સ્વરે ) અર્જુન !—

અર્જુન—વારૂ મોટાભાઇ ! એમજ કરીશ !—

કૃષ્ણ—ભીષ્મના સ્વચ્છા—મૃત્યુનો બંદોબસ્ત હું જ કરૂં છું. યુધિષ્ઠિર, આવો. તમારે એક કામ કરવું પડશે—શું કરવું પડશે એ તમને પછી બતાવીશ. આ સમયે તમે બધા લોકો જાઓ. ( કૃષ્ણ સીવાય બીજા બધાઓનું પ્રસ્થાન, કૃષ્ણ ફરીથી વાંસની વગાડે છે. )

[ વ્યાસનો પ્રવેશ. ]

કૃષ્ણ—કોણ ? ઋષિવર વ્યાસ છે કે ? ચરણોમાં પ્રણામ કરૂં છું.

વ્યાસ—તમને ધન્ય છે પરમેશ્વર ! કોણ કોના ચરણોમાં પ્રણામ કરેછે? પ્રભો ! તમારી લીલા સમજાવી કઠિણ છે ( પ્રણામ કરે છે. )

વ્યાસ—પતારણા ! પ્રતારણા ! નિત્ય પ્રતારણા ! દેવનારાયણ ! આ તમે શું કરો છો ? જો દૂર ભવિષ્યકાળમાં મૂર્ખ માનવગણ તમારા પદાંકનું અનુસરણ કરશે તો આ પૃથ્વી આ પ્રતારણા–જાળથી આચ્છાદિત થઇ જશે.

કૃષ્ણ—સાવધાન મનુષ્ય પ્રાણી ! તું સસીમ મનુષ્ય છે અને ઇશ્વર અસીમ છે. બન્નેના ધર્મ ભિન્ન છે. મનુષ્ય ! તને શી ખબર છે કે આ વિશ્વમાં હું મનુષ્ય–પતંગ–કીટ આદિની કેટલીક હત્યા કરૂં છું ? બકરી મનુષ્યોનો આહાર છે, દેડકો સર્પનું ભોજન છે, અને કીટ–પતંગ આદિ ચકલીઓનું ભક્ષ્ય જીવ જ જીવનું જીવન છે. આ બ્રહ્માડમાં આત્મરક્ષાને માટે નિત્ય ઘોર સંગ્રામ ચાલી રહ્યો છે.–ઇશ્વરનું એજ કાર્ય છે.

વ્યાસ—કેમ ?

કૃષ્ણ—સાવધાન ! એ મહાન્ ઉદ્દેશ મનુષ્યને માટે દુર્બોધ્ય છે–મનુષ્ય એને સમજી શકતો નથી.

વ્યાસ—મનુષ્ય શું એથી બહાર છે ?

કૃષ્ણ—કદી નહીં. વ્યાસ, આ મહાસંગ્રામમાં એકલો મનુષ્ય જ સ્વાર્થ-ત્યાગ કરવા માટે સમર્થ છે. મનુષ્યકક્ષાની બહાર સ્વાર્થનું સામ્રાજ્ય છે–એ બહારની સાથે બહારનું યુદ્ધ ચાલ્યાં કરે છે. પરન્તુ અંદરની બાજુએ એક બીજું યુદ્ધ ચાલુ રાખેલું છે–અને તે એ કે પોતાની પ્રવૃત્તિની સાથે પોતાની જ પ્રવૃત્તિનું યુદ્ધ છે. બ્રહ્માંડમાં સર્વ કાંઇ હું જ છું; તેનો સારાંશ મનુષ્ય છે. એ દૂધનું ઘી મનુષ્ય છે; એ વૃક્ષનું સુકુમાર પુષ્પ મનુષ્ય છે. વ્યાસ, આ સૃષ્ટિ મારી છે. મનુષ્ય જો યથાર્થ મનુષ્ય જ હોય તો તે ઇશ્વરથી પણ મોટો થઇ શકશે.

વ્યાસ—એ કેવી રીતે ? નારાયણ ? ઇશ્વરથી મનુષ્ય મોટો થઈ શકે ખરો ! ! !

કૃષ્ણ—નિશ્ચેજ થઇ શકે છે; માત્ર તે મનુષ્ય અને યથાર્થ મનુષ્ય હોવો જોઇએ.

વ્યાસ—આ શું કૃષ્ણચંદ્ર? તમારાં નેત્રોમાં અશ્રુ અને ઓષ્ઠ ઉપર હાસ્ય છે.

કૃષ્ણ—સાંભળશો, મહર્ષિ વ્યાસ, વાંસળી વગાડું ? ( વાંસળી વગાડે છે )

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—કુરૂક્ષેત્ર

**સમય**—રાત્રી

[ એકલા ભીષ્મ ઉભા છે. ]

ભીષ્મ—આ શૂન્ય જીવન હવે સારૂં લાગતું નથી. દિનપ્રતિદિન આયુષ્ય ક્ષીણ થતું ચાલે છે. સહચર, બન્ધુઓ, અનુચરો આદિને એકે એકે કાળ સમુદ્રના જળમાં ડુબતાં જોયાં છે. અને હું સમયના પ્રવાહમાં શિથિલતાના બોજા નીચે દબાયેલો, વિગત–વૈભવ અને શીર્ણ અન્તને માટે વહી રહ્યો છું !–જીવનનાં કામોની રંગભૂમિ ઉપર ધીરે ધીરે અંધકાર ફેલાતો આવે છે. બરફથી ઢંકાયેલા હિમાચલના સમાન જીવનના શિખર ઉપર ઉભો રહી ભૂતકાળના શિખરની ઉપત્યકા–ભૂમિને જોઇ રહ્યો છું.–હવે આ રૂક્ષ અને શૂન્ય જીવન સારૂં લાગતું નથી.

[ ગાન્ધારી અને કુન્તીનો પ્રવેશ. ]

ભીષ્મ—કોણ ? કુન્તી ?

( બન્ને જાણીઓ પ્રવેશ કરે છે. )

ભીષ્મ—કુન્તી ! શા સમાચાર છે ? પાંડવો કુશળ તો છે ને !

કુન્તી—યથાસંભવ કુશળ છે. પરન્તુ આજે મારા પુત્રો ઉત્સાહહીન ભયથી વ્યાકુળ, અર્ધમૃત અને નિર્જીવ થઇ રહ્યા છે.

ભીષ્મ—કેમ પુત્રી

કુન્તી—યુધિષ્ઠિરે તો જયની આશા છોડી દીધી છે. એ તો હવે ફરીથી વતનમાં જવા તૈયાર છે.

ભીષ્મ—કેમ? પોતે કૃષ્ણ જેના પક્ષમાં છે, તેને શાનો ભય છે કુન્તી ? કેટલાએ ઋષિમુનિ જેનાં ચરણકમલોનું ધ્યાન કરીને પણ જેને પામતા નથી, તે શ્રીકૃષ્ણ જેના સ્નેહથી બન્ધાયેલા છે તેને જયની આશા નથી ?

કુન્તી—જય કેવી રીતે થશે, દેવ? આ નવ દિવસના યુદ્ધમાંજ પાંડવ પક્ષની સેના અડધી રહી છે; જે બચી છે તે પણ ભીરૂ અને જર્જરિત છે; એ સેના આપનાં તીક્ષ્ણ બાણો આગળ કેટલા દહાડા ટકી શકશે ? અમે લોકો યુદ્ધમાં જયની ઇચ્છા રાખતાં

નથી, ફરીથી વનમાં જઇએ છીએ. એ માટેજ હું બહેન ગાંધારીની ભેટ લેવાને આવી હતી.

ભીષ્મ—પરન્તુ તારો પુત્ર અર્જુન મહાવીર છે.

કુન્તી—અર્જુનના જેવા સેંકડો વીર પણ એકલા ભીષ્મની બરાબર નથી થઇ શક્યા તો એકલો અર્જુન શું કરી શકશે?

ગાન્ધારી—દેવ, આપ મોટા બુદ્ધિમાન્ છો. આપે દુર્યોધનનો પક્ષ છોડી દેવો.

ભીષ્મ—એ કેમ ગાન્ધારી!

ગાન્ધારી—હું જાણું છું કે આપ કૌરવોના પિતામહ છો. પરન્તુ પાંડવોના પણ આપ પિતામહ છો. સંગ્રામમાં એક પૌત્રનો પક્ષ લઇને બીજા પૌત્રની સાથે શસ્ત્ર યુદ્ધ કરવું ભીષ્મને શોભતું નથી. આપ દુર્યોધનનો પક્ષ છોડી દો.

ભીષ્મ—ગાન્ધારી, એ મારાથી બની શકશે નહીં. દુર્યોધન રાજા છે. હું પ્રજા છું! રાજાની વિપત્તિ સમયે રક્ષા કરવી તે પ્રજાનું કર્તવ્ય છે.

ગાન્ધારી—દુર્યોધન રાજા નથી. દુર્યોધન બીજાનો હક છીનવી લેનાર લુંટારો છે. બીજાઓની સંપત્તિ છીનવીને રાજા–ઉપાધિ લઇને સિંહાસનપર બેસી જવાથી કોઇ રાજા થઇ શકતું નથી દેવ!

ભીષ્મ—ગાંધારી, આ તું શું કહે છે? દુર્યોધન તો તારો પુત્ર થાય.

ગાન્ધારી—હા, દુર્યોધન મારો પુત્ર છે.–પિતાજી! આપ જાણો છો; માતાને માટે પુત્ર એ શું વસ્તુ છે? પુત્ર એ માતાના શરીરની શક્તિ, આંખોની જયોતિ, અન્ધની લાકડી, રોગીની દવા, અને મરણ પથારી પડનારનું રામનામ છે. એ એની જીવન મરૂ ભૂમિનું ઝરણું છે, સંસાર સાગર તરવાનું નાવ છે, આ જન્મનું સર્વસ્વ છે, બીજા લોકોની આશા છે અને જન્મ જન્માન્તરનો પુણ્યરાશિ છે. વેદના વખતે પુત્ર એ માતાને સુખની નિદ્રા છે, શોક સમયે સાન્ત્વના છે, દીનાવસ્થાની ભિક્ષા છે, અને નિરાશાના સમયમાં ધૈર્ય છે.–દુર્યોધન મારો એવો જ પુત્ર છે. પરન્તુ જયારે એજ ન્યાય, સત્ય, વિવેક અને ધર્મથી વિરૂદ્ધ થાય છે ત્યારે એ મારો કોઇ નથી. જયારે એ પુત્ર બાપના સિંહાસન ઉપર બેસીને–અન્યાયનો રાજદંડ હાથમાં

લઇને જગતમાં દુર્નીતિના શાસનને દઢ કરે છે—ત્યારે તે મારે કાંઇ જ થતો નથી. જ્યારે એ પુત્ર રાજ્યમાં અશાન્તિ, અરાજકતા, ઉચ્છૃંખલ અત્યાચાર વધારે છે ત્યારે મને તો એમ થઇ જાય છે-પિતાજી શું કહું-મને એમ થાય છે કે હું આત્મહત્યા કરૂં તો સારૂં. મને એવો પસ્તાવો થાય છે કે બચપણમાં એને વિષ આપીને મેં કેમ મારી નાંખ્યો નહીં ! -પિતાજી હું દુર્યોધનની જનની છું અને કહું છું કે આપ દુર્યોધનનો સાથ છોડી દેજો.

ભીષ્મ—પરન્તુ ગાંધારી ! એનું અન્ન ખાધું છે !

ગાન્ધારી—ઓહો ! આવી નમ્રતા ! આ સામ્રાજ્ય કાંઈ દુર્યોધનનું નથી. તેના પિતાનું પણ નથી પરન્તુ આ સામ્રાજ્ય ભીષ્મનું છે—દુર્યોધનનું અન્ન આપે ખાધું છે ? ના, દુર્યોધન આજસુધી આપની કૃપાથી પ્રાપ્ત થયેલું અન્ન ખાતો આવેલો છે.-અને જો આપનું કહેવું જ બરાબર હોય તો, કદાચ અન્નદાતા હત્યા કરવાની આજ્ઞા આપે તો શું આપ હત્યા કરો ?

ભીષ્મ—આ હત્યા છે ?

ગાંધારી—આ હત્યાજ છે. તેપણ એક હત્યા નહીં પરન્તુ હજારો હત્યાઓનો ઢગલો છે. શું યુદ્ધ નામ આપી દેવાથી હત્યા એ હત્યા નહીં કહેવાય ? પાંડુના પુત્રોના ગુજરા માટે માત્ર પાંચ ગામોની માંગણી કરી હતી ! અને દુર્યોધને મદાન્ધ થઇને એવો ઉત્તર આપ્યો હતો કે " યુદ્ધ કર્યા વિના તો સોયના અગ્ર જેટલી પણ ભૂમિ આપવાનો નથી. " અને એ દર્પપૂર્ણ અત્યાચાર—સ્વેચ્છાચારનો ધર્મવીર ભીષ્મ પોતે પ્રચાર કરી રહ્યા છે !

ભીષ્મ—ગાન્ધારી ! હું સમજુ છું કે આ અન્યાય છે ! પરન્તુ વિપત્તિના સમયમાં રાજાનો સાથ છોડી શકીશ નહીં. ભીષ્મ પોતાની જીંદગીમાં કૃતઘ્ન બની શકશે નહીં.

ગાન્ધારી—કુન્તી ! બહેન ! આતો માત્ર અરણ્યરૂદન છે. ભીષ્મદેવ રાજાને છોડી શકતા નથી. ચાલો બહેન. (જવા ઇચ્છે છે.)

ભીષ્મ—ઉભા રહો. (બન્ને ઉભાં રહે છે.)

ભીષ્મ—ના, જાઓ.

(ગાન્ધારી અને કુન્તી જાય છે અને ભીષ્મ પિતામહ ત્યાં આંટા મારે છે.)

ભીષ્મ—તો પછી એમજ થાઓ.—આત્મહત્યા કરવી એ પાપ છે. પરન્તુ હું એ પાપ કરીશ.—આ ધરાતળ ઉપર ધર્મ-રાજ્ય સ્થાપિત કરવાને માટે હું નરકમાં પણ જઇશ. વાત સત્ય છે!—હું અધર્મના પક્ષમાં છું—તોપણ—તોપણ—રાજભક્તિ, કૃતજ્ઞતા, એ બન્નેનો પિતામહ છું—ઘણુંજ મુશ્કેલ છે!—અને આ મહા અન્યાય છે.—હું સ્વેચ્છામૃત્યુ છું—પરન્તુ આવી રીતે પોતાના મોતને બોલાવવું તે શું આત્મહત્યા નથી? એમજ થાઓ—અરે એ કોણ! આ છાયારૂપી કોણ છે?

છાયા—મૂર્તિ પ્રતિહિંસા—

ભીષ્મ—પ્રતિહિંસા!

છા૦ મૂ૦—ભીષ્મ કાલે તમારા રૂધિરથી મારી પ્રતિહિંસા પુરી થશે.

ભીષ્મ—કેવી રીતે?—ક્યાં જાય છે? મારા મોતની બીના કહે.

છા૦ મૂ૦— કાલે કુરૂક્ષેત્રની સમર ભૂમિમાં ફરીથી મને જોઇશ (અદ્રશ્ય થઇ જાય છે.)

ભીષ્મ—મૂર્તિ જઇને અન્ધકારમાં લીન થઇ જાય છે. આશ્ચર્ય છે! વારૂ ઠીક છે. હવે કાંઇ વાંધો નથી. [કૌરવોનો પ્રવેશ.]

દુર્યોધન—પિતામહ!

ભીષ્મ—(ચોંકીને) કોણ!—કૌરવ! શા સમાચાર છે?

દુર્યોધન—પિતામહ! તમારા પરાક્રમને ધન્ય છે! પાંડવો રણભૂમિ છોડીને નાસી જાય છે. આ તેમના નાસવાનો શોરબકોર સંભળાય છે.

ભીષ્મ—બેટા! આ તેમના નાસભાગનો શોરબકોર નથી. આતો પાંડવોનો ઉલ્લાસ પૂર્ણ ઉત્સવ કોલાહલ છે.

દુર્યોધન—ઉત્સવ કોલાહલ છે!

ભીષ્મ—એતો દશમે દિવસે રણમાં ભીષ્મના પડવાની સૂચના આપી છે!

દુર્યો૦—ભીષ્મનું પડવું?

ભીષ્મ—દુર્યોધન! બેટા! આજે આખરની વાત છે—અને તે એ કે રણયુદ્ધ બંધ કરી દે. હજુ પણ સમય છે. નહીં તો નિશ્ચય આ યુદ્ધમાં કૌરવ-નિર્મૂળ થઇ જશે.

શકુનિ—ભીષ્મનું કથન કદીપણ અસત્ય થતું નથી.

દુઃશા૦—મામા!

શકુનિ—વિજય-લક્ષ્મી બહુજ ચંચળ છે.
ભીષ્મ—બેટા ! અન્તિમ સમયે કહું છું કે-લડાઇ બંધ કરી દે.
દુર્યો૦—કદી નહી. પિતામહ ! આ પ્રાણ આપીશ; પરન્તુ કૌરવોની મર્યાદા કદી મટવા દેવાનો નથી.
ભીષ્મ—આજ ભાવી છે !-દેવની ઇચ્છા છે !-હું સાધારણ મનુષ્ય શું કરી શકું તેમ છું ! હું દૂરના ભવિષ્યમાં જોઇ રહ્યો છું કે જે ભ્રાતૃદ્રોહની આગ આજે કુરૂક્ષેત્રની રણભૂમિમાં સળગી રહી છે તે કોઇ સમયે આખા ભારતમાં પ્રસરી રહેશે. એ રાવણની ચિતાની પેઠે યુગ-યુગ સુધી, અનન્ત સમય સુધી સળગ્યાં કરશે એ નિશ્ચય સમજવું.
શકુનિ—ભીષ્મનું કથન કદી જૂઠું હોતું નથી.
ભીષ્મ—હવે પોત પોતાના તંબુમાં જઇ સુઇ જાઓ.

( કૌરવો શિર નમાવી ઉદાસ ભાવથી જાય છે. )

ભીષ્મ—હું કેટલાક દિવસોથી મારી આસપાસ મોતની છાયા જોઉ છું. આજે એ દ્વાર ઉપર આવીને ઉપસ્થિત થઈ છે. તેની ગંભીર આહ્વાહન વાણી મેં સાંભળી છે.

( વ્યાસની સાથે શ્રીકૃષ્ણનો પ્રવેશ. )

કૃષ્ણ—ભીષ્મ !
ભીષ્મ—આ શું વાસુદેવ ! ચરણોમાં પ્રણામ કરૂં છું-ઋષિવર ! આપનાં ચરણોમાં પ્રણામ કરૂં છું.
વ્યાસ—સ્વસ્તિ.
કૃષ્ણ—સમજ પડી, હું આટલી રાત્રે તમારા તંબુમાં કેમ આવ્યો છું ભીષ્મ !
ભીષ્મ—સમજી ગયો, દેવ ! તમે લીલામય અન્તર્યામી ભગવાન્ છો. આશીર્વાદ આપો. આત્મહત્યાનું પાપ તમારી ઇચ્છાથી ધોવાઇ જાય.
કૃષ્ણ—આંખો ખોલીને જુઓ વ્યાસ ! શું કદી બીજે જોયું છે ?-આટલો બધો ત્યાગ ! આવું નિઃસ્વાર્થ જીવન !
વ્યાસ—દેવવ્રત ! દેવવ્રત ! આવું પણ સંભવિત છે ! ધન્ય છે ભાઇ, તને ધન્ય છે ! હું પોતે વ્યાસ પણ ધન્ય છું-કે તારો ગુરૂ છું. દેવવ્રત, આજે શિષ્યની આગળ ગુરૂને હાર ખાવી-કબૂલ કરવી પડી.

કૃષ્ણ—મેં કહ્યું હતું વ્યાસ—મનુષ્ય ઈશ્વરથી પણ મોટો છે—પરન્તુ તે મનુષ્ય હોવો જોઇએ—ભીષ્મ હું નિર્વિકાર છું ! પરન્તુ આ તરફ જુઓ; મારાં નેત્રોમાં અશ્રુ આવ્યાં છે. ભક્ત ! પુરૂષોત્તમ ! પુણ્યશ્લોક ! મહાભાગ ! યોગી ! વીરવર ! ત્યાગના આદર્શ ! પાપ શું તમને સ્પર્શ કરે એવી એની હિંમત છે ?—જુઓ, તમારા મહિમાથી તમારા પગની તળે પડેલું પાપ ગળી જાય છે.

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—રણભૂમિનું મેદાન.

**સમય**—પ્રદોષકાળ

( કૃષ્ણ, અર્જુન અને શિખંડી. )

કૃષ્ણ—શું જુએ છે અર્જુન ! સમર ભૂમિમાં વિસ્મય પામી અવાક્ થઈને કેમ ઉભો છું ! રથ ઉપર ચડી જા અને યુદ્ધ કર.

અર્જુન—કેવું આશ્ચર્ય છે કૃષ્ણ ! આ જુઓ છો વાસુદેવ—

કૃષ્ણ—શું અર્જુન—

અર્જુન—આવું યુદ્ધ તમે કદી જોયું છે વાસુદેવ ? જુઓ ભીષ્મના ધનુષ્યમાંથી છુટેલાં બાણોએ પ્રલયનાં વાદળાંની પેઠે આવીને સૂર્યની કિરણજાળને આચ્છાદિત કરી દીધી છે. આ જુઓ, વિજળીની પેઠે તલવારોના ચમકારા થાય છે. એકલા ભીષ્મ સો ભીષ્મના જેવું ભયંકર યુદ્ધ કરી રહ્યા છે. શત્રુઓના હૃદયમાં વજ્રસદૃશ બાણો મારી રહ્યા છે. ચારે કોરથી યોદ્ધાઓ આવીને તેમને ઘેરી લે છે.—પરન્તુ ભીષ્મનાં બાણોથી પળમાં છિન્ન ભિન્ન થઇને પછી પૃથ્વી ઉપર પડે છે. અનેક શૂરઉત્પાદક વાજીંત્રો વાગી રહ્યાં છે, રણનો કોલાહલ છાઇ રહ્યો છે, મૃત્યુના આર્ત્તનાદ થઇ રહ્યા છે—સાથે જ ઘોડાઓના હણહણાટ અને હસ્તિઓના ચિત્કાર સંભળાય છે; પરન્તુ ભીષ્મના ધનુષ્યનો ટંકાર એ બધા શબ્દોને ઢાંકી દે છે. ભીષ્મને પણ મેં કદી આવું યુદ્ધ કરતાં જોયા નથી.

કૃષ્ણ—ખરેખર મોટું આશ્ચર્ય થઇ રહ્યું છે. અર્જુન !

અર્જુન——જુઓ, આ પાંડવસેના નાસવા લાગી છે. તેની પાછળ એકલા ભીષ્મ મેઘની પાછળ જેમ ઉન્મત્ત વાયુ જાય તેની

પેઠે જાય છે, ઉત્સાહથી એમની છાતી બમણી થઇ છે. ધનુષ્ય દૃઢ મુઠ્ઠીથી પકડેલું છે, પગ બરાબર જમાવેલા છે, વૃદ્ધ શરીરમાં પરસેવાના રેલા ચાલી રહ્યા છે, ઓષ્ઠ દબાવ્યા છે—તેમાં મૃત્યુ પ્રત્યક્ષ દેખાઇ રહ્યું છે, નેત્રોમાં પ્રલયની જ્વાળા ઝળકી રહી છે!—આ શું એજ વૃદ્ધ ભીષ્મ છે કે સાક્ષાત્ વજ્રપાણિ ઇંદ્ર છે? પિતામહ ધન્ય છે! ભીષ્મ તમને ધન્ય છે! વીર, તમને ધન્ય છે!—આવું યુદ્ધ—કેવો ઉલ્લાસ છે! આ તો એમ જણાય છે કે આજના ભીષ્મ તો પહેલાના ભીષ્મથી પણ ચડી જાય છે. (નેપથ્યમાં નાસો નાસો શબ્દ સંભળાય છે.)

યુધિ૦—અર્જુન! તું અહીં ઉભો છે!

કૃષ્ણ—કાંઇ કહેશો નહીં—અર્જુન સમરના દૃશ્યને બહુજ સારી રીતે જોઇ રહ્યો છે!

યુધિ૦—અર્જુન! અર્જુન!

અર્જુન—(ચોંકીને) મોટાભાઇ!

યુધિ૦—અહીં શા માટે ઉભો છે?

અર્જુન—બે ઘડી વિશ્રામ લેવા માટે.

યુધિ૦—આ અહીં પાંડવોની સેનાનો સંહાર થઈ રહ્યો છે!

નેપથ્યમાં—નાસો નાસો!

યુધિ૦—આ આર્ત્તનાદ સાંભળ્યો!—આ પણે જુઓ, આ વીર પિતામહ ભીષ્મ શત્રુઓનાં હૃદય કંપાવતા વિજયના ઉલ્લાસથી વિજળીની પેરે અહીંજ આવી રહ્યા છે. અર્જુન! યુદ્ધને માટે આગળ વધ.

અર્જુન—હમણાંજ યુદ્ધ કરવા જાઉં છું. કંઇ ભય નથી.

કૃષ્ણ—હવે આંખો ઉઘડી અર્જુન!

અર્જુન—તો પછી આજે ભીષ્મ અને અર્જુનના મહાયુદ્ધથી પ્રલય થશે. સારથિ રથ ચલાવ.

કૃષ્ણ—શિખંડી! તમે અર્જુનની આગળ રહેજો!

---

## પ્રવેશ પરિવર્તન.

### સ્થળ—યુદ્ધભૂમિનો એક ભાગ.

( યુદ્ધના વિષે ભીષ્મ ઉભા છે. )

ભીષ્મ—આતો શિખંડીનાં બાણ નથી.-આતો અર્જુનનાંજ બાણ વજ્રની પેરે મારા હ્રદયમાં વાગે છે. અર્જુન જેટલાં બાણ મરાય તેટલાં માર. હું છાતી ખુલ્લી મુકીને ઉભો છું. બસ આજે બધુંય સમાપ્ત થઇ ચુકયું છે.-સારથિ, રથ ચલાવીને સમરભૂમિની વચમાં ચાલ. બધાની સામેજ આજે ભીષ્મ યુદ્ધ ભૂમિમાં પડશે. બધુંય જગત ભલે જુએ.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—કૌરવોનું અન્તઃપુર.

સમય—સન્ધ્યાકાળ

અંબિ૰—આજે દસ દિવસથી બરાબર એક સરખું યુદ્ધ થઇ રહ્યું છે. -છતાં વિજય લક્ષ્મી છાનીમાની દૂર બેઠેલી છે.

અંબાલિ૰—સૂઇ રહી છે.

અંબા—સ્વપ્નુ જોઇ રહી હશે.

અંબાલિ૰—ઘોર સ્પનું જોતી હશે.

અંબિ૰—ભીષ્મ યુદ્ધ કરી રહ્યા છે?

અંબાલિ૰—ન કરે તો શું કરે?

અંબિ૰—દશ દિવસથી લાગટ યુદ્ધ કરી રહ્યા છે?

અંબાલિ૰—લાગટ યુદ્ધ કરે છે.

અબિ૰—આ વૃદ્ધ દાદા અમર હોવાથી આ લોકો તેની પાસેથી બહુજ અધિક કામ કરાવી રહ્યા છે.

અંબાલિ૰——'અમર હોવાથી' એટલે શું! ભીષ્મ અમર છે?

અંબિ૰—અમર તો છેજ!

અંબાલિ૰—કે સ્વેચ્છા-મૃત્યુ છે?

અંબિ૰—એ તો એકજ છે. ઇચ્છાથી કોણ મરવા ઇચ્છે છે?

અંબાલિ૰—ખરી વાત મોટી બ્હેન, પોતાની ઇચ્છાથીજ કોણ આ દુનિયાને છોડવા ઇચ્છે છે?-આ દુનિયા એવી તો મનોહર છે!

( વિહ્‌વળ ભાવથી ગાંધારીનો પ્રવેશ. તેના વાળ અને વસ્ત્ર અસ્તવ્યસ્ત થઇ ગયાં છે. )

ગાન્ધારી—સાંભળ્યું મા!

અંબિકા અને અંબાલિકા—શું વહુ!

ગાન્ધારી—આ દારૂણ યુદ્ધમાં આજે ભીષ્મનું પતન થઇ ગયું!

(અંબા અને અંબાલિકા પત્થરની મૂર્તિની પેઠે ઉભી રહે છે.)

ગાંધારી—કેમ મા! ચુપ કેમ થઇ ગઈ! એકીટશે મારી તરફ જોઇ રહી છે?—જાણે બે પત્થરની મૂર્તિઓ ન હોય!—રડતી નથી મા? અરે રડો તમારી સાથે હું પણ રડીશ. મને રડવું આવતું નથી! જાણે કોઇએ આવીને મારૂ ગળું દબાવ્યું ન હોય! રડો રડો ખૂબ રડો!

અંબિકા—ગાન્ધારી—

ગાન્ધારી—શું! બંધ કેમ પડી ગયાં! કહોને! રડો! શું થઇ ગયું—સમજો છો!—પછી રડતી નથી મા! (અંબાલિકાને! શું) માત્ર ઓષ્ઠ હલાવી રહ્યાં છે! કહો છો! હજુ પણ જોરથી અને હજુ જોરથી! આ પ્રલયના અંધકારમાં મને કાંઇ સંભળાતું નથી. હજુ પણ વધારે—હજુપણ વધારે!

અંબાલિ૦—ભીષ્મનું પતન થયું? પૃથ્વીપર ભીષ્મ નથી?

ગાન્ધારી—છે—યુદ્ધમાં શરશય્યા ઉપર પડેલા ભીષ્મ ઉત્તરાયણના સૂર્યની અપેક્ષા કરી રહ્યા છે. હજુ સુધી મૃત્યુ એમને સ્પર્શ કરવાનું સાહસ કરી શક્યું નથી! બહુજ દૂર છે. પરન્તુ ત્યાર પછી શું થશે?

અંબાલિ૦—તે પછી શું થશે?

ગાંન્ધારી—ખબર નથી. ભીષ્મના મૃત્યુ પછી શું થશે તે તો હું જાણતી નથી. આ આકાશ શું આવી રીતે નીલજ બની રહેશે? હવા શું આમ જ ચાલશે? મનુષ્ય ચાલતાં ફરતાં રહેશે. વાતચીત કરશે? અને અમે!—હું જીવતી રહીશ?

અંબિ૦—બહેન શું થયું!

અંબાલિ૦—મોટી બહેન શું થયું!

ગાંધારી—દેવ, તમે આ સુદીર્ઘ શુષ્ક જીવન બીજાઓનો માટે ધારણ કર્યું—અને મૃત્યુ પામ્યા પણ બીજાઓને માટે! આટલું મહાન જીવન, આટલી શક્તિ—સર્વ બીજાઓને માટે! અને કેવળ અક્ષય કીર્તિ!

અંબિ૦—આ શું ! આ દુઃખના બોજાથી જાણે હું નમી ગઈ છું, જાણે માટીમાં મળી ગઇ છું. ક્યાં ગયા રાજ્યવિક્ષેપ—એ માતૃ હર્ષ, એ કાન્તિ, એ અન્તઃકરણનું અનન્ત યૌવન કે જેના બળથી મેં પતિવિયોગનું દુઃખ હસતાં હસતાં મારા શિરે લીધું હતું અને વૃદ્ધાવસ્થા ઉપર મારો દાબ રાખતી હતી—એ બધું ક્યાં ગયું ! બ્હેન !

અંબાલિ૦—હું કદી રડી નથી ! એથી, મોટી બ્હેન, એ દુઃખનો રૂંધાએલો ઉભરો આજે માર્ગ મળતાંજ જાણે હૃદયના ચૂરેચૂરા કરીને વહી જાય છે !

અંબા૦—રડો, બરાબર રડો ! દુઃખ આંસુ થઇને વહી જાય—મારૂ રૂદન સર્વત્ર વ્યાપ્ત થાય.

ગાંધારી—આ પેલું કોણ છે ?

[ વૃદ્ધાવસ્થાના રૂપમાં સત્યવતીનો પ્રવેશ. ]

સત્ય૦—અરે તમે હજુ જીવતી છો ?

ગાંધારી—અરે આ લો, દેવી સત્યવતી પણ આવી ગયાં !—આ શું એક ઘડીમાં વૃદ્ધાવસ્થાએ એમને ઘેરી લીધાં !—એ આનન્દ જીવન—

સત્ય૦—ક્યાં ! અહીં તો કોઈ નથી !

અંબિ૦—અમે અહીં છીએ મા !

સત્ય૦—અંબાલિકા !

અંબાલિ૦—હા મા, હું પણ છું.

સત્ય૦—ક્યાં ? મને કાંઈ દેખાતું નથી !

ગાંધારી—આ શું ! અન્ધ થઈ ગઇ !

સત્ય૦—અંબિકા ! અંબાલિકા ! બન્ને ક્યાં છો ?

બન્ને—અમે અહીં છીએ મા !

સત્ય૦—હા, મા કહીને પોકારો; મા કહીને પોકારો. ( પોતાની છાતી ઉપર હાથ રાખીને ) આ જ સ્થળે !—આ જ જગાએ—પોકારો ! મા કહીને પોક મૂકો ! જેમ એણે પોકારી હતી તેમ એણે મને એક દિવસ મા કહીને બોલાવી હતી. તે પછી—

અંબિ૦—( ગાંધારીને ) વહૂ માને સમજાવીને ધીરજ આપો.

ગાંધારી—આજે બધાયની એક જ દશા છે. કોણ કોને સમજાવે—કોણ કોને ધીરજ આપે ?

સત્ય૦—આવો બેટા, મારા અંકમાં આવો ! છાતી સાથે વળગો ! તમે ક્યાં છો ? દેખાતું નથી !–છાતી સાથે બાઝી પડો ! છાતી સાથે વળગો !–( રડીને ) તમને વળગાડીને હું સૂઇ જાઉં. ( બન્ને છાતી સાથે દબાવીને ) ક્યાં ! આમાં તો કાંઈ ટાઢક જણાતી નથી. જાણે અગ્નિથી સળગી ઉઠું છું. અરે બળી મરૂં છું !–ઓ !

ગાંધારી—મા !

સત્ય૦—કોણ ગાંધારી ! તું હજુ જીવતી છે ! ઠીક થયું ! આવ, આપણે બધા એક સાથે હળીમળીને રડીએ. એક સાથે–એક સ્વરે રડીએ. ( રડે છે ) બેટા ! મારા પ્રાણાધિક પુત્ર !

( ગાંધારીને લપટી પડી મૂર્છિત થઇ જાય છે. )

અંબિકા અને અંબાલિકા–મા ! મા !

ગાંધારી—સિતારનો તાર તૂટી ગયો–મૃત્યુ થઇ ગયું.

અંબિકા અને અંબાલિકા–મૃત્યુ થઇ ગયું ?

ગાંધારી—હા, મૃત્યુ થઇ ગયું.

( અંબિકા અને અંબાલિકા પરસ્પર એક બીજાની સામે જોઇ રહી છે. )

---

## પ્રવેશ ૭ મો.

સ્થળ—યુદ્ધભૂમિનો એક ભાગ.

સમય—પ્રાતઃકાળ.

[ અર્જુન અને શિખંડી જાય છે. ]

શિખંડી—યુદ્ધમાં ભીષ્મનું પતન થઈ ગયું. અર્જુન તમે, આમ વિકળ શાથી થયા છો ? જાણે કોઇ મોહમાં પડીને તેની તરફ ચાલ્યા જતા ન હો.–પગ ક્યાં રાખો છો અને પડો છો ક્યાં !

અર્જુન—શિખંડી ! મારૂં હૃદય બહુજ દુર્બળ થઈ ગયું છે. કાનોમાં પણ ભાંગ્યા તૂટયા શબ્દો હજુ ગુંજારવ કરી રહ્યા છે કે “અર્જુન શું કર્યું ? જે છાતી ઉપર લોટીને તું સુઇ રહેતો હતો તેના ઉપર તેં વજ્ર સદૃશ બાણ કેવી રીતે માર્યું ?” પિતામહે–જયારે વૃદ્ધ પિતામહે–પોતાના હૃદયમાં પૌત્રને તીક્ષ્ણ બાણ મારતાં જોયો ત્યારે તેમણે અત્યન્ત ખેદથી અને ક્ષોભથી

ધનુષ્ય–બાણુ હાથમાંથી મુક્યાં. પોતાની છાતી ખોલીને આગળ ધરી. આં સમયે હું યુદ્ધ કરવામાં ઉન્મત્ત થઇ રહ્યો હતો એથી એના ઉપર હું ધ્યાન આપી શક્યો નહીં–અર્જુનનાં બાણોથી નિરસ્ત્ર ભીષ્મની હત્યા થઇ !

શિખંડી—એવું કોણ કહે છે વીર? ભીષ્મનું પતન તો મારા બાણુથી થયું છે.

અર્જુન—શિખંડી ! પહાડને જ્યારે નીચેથી ખોદી નાંખીએ, ત્યારે આંગળી લગાડવાથી પણુ તે નીચે પડી જાય છે.

શિખંડી—તમારો આ ક્ષોભ વૃથા છે. જે થવાનું હતું તે થઇ ગયું.

અર્જુન—વીર તમે જોયું નહીં ? આજે યુદ્ધમાં ભીષ્મ કેવી રીતે પડયા ! અને તે પણુ જાણે જ્યોતિનો રાશિ પ્રદીપ્ત મધ્યાન્હનો સૂર્ય–આકાશથી પડયો. આખું વિશ્વ કંપી ઉઠયું, સહસા આકાશમાં પ્રલયકાળના જેવો અન્ધકાર છવાઈ ગયો. સ્વર્ગમાં દેવોનો હાહાકાર સ્પષ્ટ સંભળાયો અને–( રૂદ્ધ કંઠથી ) ચાલો પિતામહની પાસે જઇએ.

શિખંડી—( જતાં જતાં ) અર્જુન, ભીષ્મના પતનથી આજે મારા હ્રદયમાં આટલો ઉલ્લાસ કેમ છે ? જાણે કોઇ મારા કાનમાં કહી રહું ન હોય કેઃ " આજે તારી પ્રતિહિંસા પૂર્ણ થઇ ગઇ. "–અર્જુન એનો શો અર્થ છે ?

અર્જુન—આ શું વીર ?

શિખંડી—હું જઇશ નહીં. તમે જાઓ અર્જુન !

અર્જુન—કેમ વીરવર ?

શિખંડી—હું જઇ શકીશ નહીં.–ના, નહીં જઈ શકું અર્જુન ! તમે જ જાઓ.

( બન્ને જુદી જુદી દિશાઓમાં જાય છે. )

---

## પ્રવેશ આઠમો.

**સ્થળ**—કુરૂક્ષેત્ર.

**સમય**—સન્ધ્યાકાળ.

[ શરશય્યા ઉપર ભીષ્મ પડેલા છે. સામે વિદુર, દ્રોણ, કૃપાચાર્ય, કૌરવ અને પાંડવ ઉભેલા છે. ]

કૃષ્ણ—પાંડવો અને કૌરવો ! પુત્રો આજે પ્રકાંડ હત્યાકાંડની લીલા શરૂ થઇ ગઈ. યુદ્ધમાં ભીષ્મનું પતન થઇ ગયું ! કાળના કરાળ કૃષ્ણ-પટલ ઉપર રૂધિરનાં અક્ષરોથી લખેલું ભીષ્મનું નામ લખો. આ કૃષ્ણ કરાળ સૂચી શીઘ્ર પૂર્ણ થઇ જશે.

વિદુર—કોઈ ચિન્તા નથી. આ કાળ સંગ્રામમાં કૌરવ પક્ષમાં કોઇપણ મનુષ્ય જીવતો રહેશે નહીં.

કૃપા૦—ભીષ્મના પતને આજે આ યુદ્ધના ભાવી પરિણામની સૂચના આપી દીધી છે.

યુધિ૦—પિતામહ ! બહુ જ અધિક પીડા થાય છે ?

ભીષ્મ—કાંઇપણ નહીં.—દુર્યોધન !

દુર્યો૦—પિતામહ !

ભીષ્મ—માથું નીચે લટકી રહ્યું છે; તકીઆનું ઓઠીંગણ આપો.

( દુર્યોધન અતિ કોમળ તકીયો લઇને ભીષ્મના મસ્તકની નીચે મુકે છે. )

ભીષ્મ—( તેને ખસેડીને હસતાં હસતાં ) ભીષ્મને માટે આ તકીઓ !— અર્જુન ! અર્જુન !

( અર્જુન પોતાનું તર્કસ ભીષ્મના મસ્તકની નીચે મુકે છે. )

ભીષ્મ—અર્જુન, ભીષ્મને ઓળખે છે !—કેમ અર્જુન !

અર્જુન —( આંખોમાં આંસુ લાવીને ) પિતામહ ક્ષમા કરો ! મારૂં મસ્તક ફરે છે, આંખોએ અંધારાં આવે છે.

ભીષ્મ—ના ના, બેટા, તું ધનંજય છે ! જે હું ન કરી શકયો તેજ તેં કર્યું—તેં પોતાના કર્તવ્યને પૂરૂં કર્યું—દુર્યોધન ! પાણી—

દુર્યો૦—( સોનાના પાત્રમાં પાણી લાવીને ) લો પિતામહ પાણી.

ભીષ્મ—આ જળ !—અર્જુન તું જળ લાવ્ય.

( અર્જુન ગાંડીવ ધનુષ્ય ઉપર બાણ ચડાવીને પૃથ્વીમાં મારે છે. પાતાળ-ગંગામાંથી જળ બહાર નીકળીને ફુવારાના આકારથી ભીષ્મ-ના મુખમાં પડે છે. )

ભીષ્મ—બેટા, હવે હું તૃપ્ત થયો.

( ઉદ્‌ભ્રાન્ત થયેલી ગાન્ધારીનો પ્રવેશ. સાથે કુન્તી પણ છે. )

ગાન્ધારી—પિતા ! પિતા ! (પગોમાં આળોટે છે) કયાં જાઓ છો ? ભીષ્મ-દેવ ?—આ સંસારને કંગાલ બનાવીને કયાં જાઓ છો ! આ દીન મનુષ્ય લોકમાં અંધકાર ફેલાવીને તમે કયાં જાઓ છો !

પિતાજી-તમે ન જાઓ. એ મનુષ્યગૌરવના સૂર્ય! કૌરવોના કલ્યાણ! મારા પુત્રોએ તમારો આશ્રય લીધો છે. દેવ, વિપત્તિના સાગરની વચ્ચેના આ સંકટના તોફાનમાં તેઓ તમારાજ મોં તરફ તાકી રહ્યા છે! તેમને એકલા મુકીને તમે ક્યાં જાઓ છો દેવ!

ભીષ્મ—બેટા ગાન્ધારી! ધીરજ રાખ. તને આમ અધીરી થવું શોભતું નથી-તારે સો પુત્રો છે.

ગાન્ધારી—પરન્તુ એ સો પુત્રો શોકનું વર્ધન કરનારા છે, પિતાજી, તમે સર્વદા કૌરવોના સહાયક છો—ના, ના, જશો નહીં. ઉઠો! ધનુષ્ય બાણ હાથમાં લો.-કૌરવોના શત્રુઓને ભસ્મ કરી દો.

ભીષ્મ—શોક ન કરો! ધર્મનો જય થયો છે! ગાંધારી! ખુશ થા.

ગાંધારી—સત્ય કહો છો પિતાજી-ધર્મનો જય થયો છે-મને કંઇ દુઃખ નથી! વિજયનાં વાજીંત્રો વગાડો. દ્રોણનું બલિ આપી દો, કર્ણનું બલિદાન આપો અને દુર્યોધનને પણ તે બલિમાં આપી દો-પરન્તુ ધર્મનો જય થાઓ! પિતાજી મને કાંઈ દુઃખ નથી.

[ ગંગાનો પ્રવેશ. ]

ગંગા—ક્યાં છે બેટા દેવવ્રત! વત્સ! દેવવ્રત!

ભીષ્મ—એજ પ્રિય પરિચિત સ્વરે એજ બચપણનું નામ લઇને-કે જે નામ લઇને મારી માતા બોલાવતી હતી-તે નામથી કોણ બોલાવે છે?

ગંગા—હું એજ તારી માતા છું, બેટા.

ભીષ્મ—ચરણોમાં પ્રણામ કરૂં છું (પ્રણામ કરવા)

ભીષ્મ—પાંડવો! કૌરવો! પ્રણામ કરો. (બધાય પ્રણામ કરે છે.)

ગંગા—આ અન્યાય યુદ્ધમાં મારા પુત્રની છાતીમાં કોણે બાણ માર્યું છે?

કુન્તી—અન્યાય-યુદ્ધમાં નહીં: ન્યાયયુદ્ધમાંજ પિતામહનું પતન થયું છે.

ગંગા—એવો વીર આજ સુધી ત્રણે લોકમાં પેદા થયો નથી, કે જે ન્યાયયુદ્ધથી મારા પુત્રનો વધ કરી શકે; મેં ગર્ભમાં એવા પુત્રને ધારણ કર્યો નથી કે જેને કોઇ ન્યાય યુદ્ધમાં મારી શકે!— મારા પુત્રનો વધ કરનાર કોણ છે? બતાવો.

અર્જુન—( આગળ આવીને ) એ નરાધમ હું છું માતા !

ગંગા—તું ? તું ક્ષુદ્ર વીર ? તેં ન્યાયયુદ્ધમાં ભીષ્મને માર્યો છે ? એવો સંભવ નથી–હું એવો શ્રાપ આપું છું કે જેણે અન્યાય યુદ્ધમાં મારા પુત્રના હૃદયમાં બાણ માર્યું છે તે પોતે જ પોતાના પુત્રના શોકથી તપ્ત થાઓ !

ભીષ્મ—આ શું! આ શું !–જનની જાન્હવી. તમારો રોષ પાછો લઇ લો.

અર્જુન—નાના, પિતામહ–દેવિ જનની જાન્હવી, શ્રાપ આપો, જેવો અને જેટલો બની શકે તેટલો શાપ આપો. પુત્રનો શોક અત્યન્ત તુચ્છ છે. હું ભીષ્મની હત્યા કરનારો છું એ મને સો પુત્રના શોક સમાન દુઃખ કરે છે ! શાપ આપો, જેટલું બની શકે તેટલું દુઃખ આપો. આ મહાન્ દુઃખના વિરાટ્ અગ્નિકુંડમાં હું ભસ્મ થઇ જઉં–પિતામહ– ( કંઠ રૂંધાઇ જાય છે. )

ભીષ્મ—બેટા અર્જુન ! ધૈર્ય ધારણ કરો. કોઇએ મને માર્યો નથી. મૃત્યું મારીજ ઈચ્છાને અધીન છે–જનની ! જવાની આજ્ઞા આપો.

ગંગા—જા પુરૂષસિંહ ! તારા લોકમાં જા અરે વત્સ દેવવ્રત, મારા પ્રાણથી પણ અધિક, તું દેવતા હતો; દેવોની પેઠે જ તેં આ પૃથ્વી ઉપર અનાસક્ત, નિષ્કલંક, દુર્જય, ઉજજવળ જીવન વ્યતીત કર્યું છે ! જા પુત્ર મારાં ચરણોની રજ મસ્તક ઉપર ચડાવી શુભ યાત્રા કર. ( ગંગાનું પ્રસ્થાન. )

ભીષ્મ—કૌરવો અને પાંડવો ! રાત પડી ગઇ છે. અંધકાર થતો જાય છે. પોત પોતાના તંબુઓમાં જાઓ. આ ખુલ્લા યુદ્ધના મેદાનમાં, શરશય્યા ઉપર પડેલો એકલો હું જાગીશ, તંબુઓમાં જાઓ. બેટા ગાંધારી !–પાંડવો અને કૌરવોને જવાની આજ્ઞા આપો.

ગાંધારી—કૌરવો અને પાંડવો ચાલો.

( ભીષ્મની પાસેથી બધા જાય છે. અન્ધકાર ઘણો થઈ જાય છે. )

ભીષ્મ—ઓ કરૂણામય ! આજે તમે દર્શન આપો ! જગત્‌ના ગુરૂ કૃષ્ણચંદ્ર ! પાપીઓ માટે અન્ત સમયે તમે જ એક આશ્રય-રૂપ છો. પાપી છું ! હું નરાધમ છું ! દર્શન આપો ! આજીવન–મરણના સન્ધિસ્થળમાં આ ભયાનક ગંભીર મુહૂર્તમાં,

આ સંકટમાં આવીને મને દર્શન આપજો. મારા નાથ ! હું સામે દિગન્ત પર્યન્ત વિસ્તૃત અસીમ સમુદ્ર જોઈ રહ્યો છું–અને તેનો ગમ્ભીર–ગર્જનનો શબ્દ સાંભળી રહ્યો છું. દયામય હરિ ! દર્શન આપો–દર્શન આપો.

( શ્રી કૃષ્ણનું પ્રકટ થવું. )

કૃષ્ણ—હું અહીં જ છું. દેવવ્રત કાંઇ જ ભય નથી.

ભીષ્મ—મારા પ્યારા કૃષ્ણ ! દયામય હરિ ! અન્તનો માગ બતાવો. ચરણોની નૌકાનો આધાર આપો.

કૃષ્ણ—હે ત્યાગી સંન્યાસી ભીષ્મ ! યોગી ! કર્મવીર આ જુઓ, કાળના આકાશભેદી શિખર ઉપર ધર્મનું પ્રકાશ પૂર્ણ મન્દિર વિરાજમાન છે. એજ ધૂપનો સુગન્ધ આવે છે. આ સાંભળો, શંખધ્વનિ થઇ રહ્યા છે. ત્યાગી, વીર ! જાઓ કાંઇ ચિન્તા નથી; કિનારા ઉપર ચડીને તમારા પુણ્યની ધ્રુવ જ્યોતિથી પ્રકાશમાન થયેલા માર્ગમાં ચાલ્યા જાઓ. તમને ધન્ય છે ! તમારી અક્ષય કીર્તિ સંસારમાં સદા ભક્તિની સાથે ગણાશે !.

( પડદો પડે છે. )



